# જરથોસતી ધરમની મોતેબરી

અથવા

## પેગંબર જરથોસત અને તેની દીન વીશે જુદા જુદા વીદવાનોએ આપેલાં મતો.

(જુદા જુદાં પુસતકો ઉપરથી સંગ્રહ કરીને)

લખનાર

એરવદ દાદાભાઈ ખરશેદજી દારદી

તે

[illegible]

મુંબઈ મધે:

ધોબીતળાવ ઉપર નંબર ૬૫૨ વાળાં મકાનમાં

મુંબઈ વરતમાન છાપખાનામાં

[illegible] છાપીઉં છે.

યઝદેજરદી સને ૧૨૫૮—ઈસવી સને ૧૮૮૮.

કીંમત આના ૪.

# જરથોસતી ધરમની મોતેબરી

અથવા

## પેગંબર જરથોસત અને તેની દીન વીશે જુદા જુદા વીદવાંનોએ આપેલાં મતો.

(જુદાં જુદાં પુસતકો ઉપરથી સંગ્રેહ કરીને)

લખનાર

**એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી**

તે

પ્રીનસની પધરાંમણી, દાદગાહે નોશેરવાંન તથા પુરાતમ આતશખાનાંના કરતા.

**મુંબઈ મધે:**

ધોબીતલાવ ઉપર નંબર ૮૭૨ વાલાં મકાંનમાં

**મુંબઈ વરતમાંન છાપાખાનામાં**

મંનચેરજી હોશંગજી જાગોસે છાપેઊં છે.

યઝદેજરદી સને ૧૨૫૮—ઈસવી સને ૧૮૮૯.

**કીંમત આના ૪.**

## પેગંમબર જરથોસ્ત વીશે અવસ્તામાં આવેલી સ્તુતિ.

અવસ્તા.

[illegible]

૧. સ્તુતો. અર્યેને. વએજહિ. તુમ જરથુસ્ત.
(ઇજ. હા. ૯. ૧૪. વે. જં. તે. પાને ૨૬.)

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

૨. યેહેજાંથએચ. વખ્ખએચ. ઉર્વાસ્રૅન. આપો. ઉર્વરાએસ્ચ. યેહેજાંથએચ. વખ્ષએચ ઉખ્ખીન આપો. ઉર્વરાએસ્ચ. યેહેજાંથેએચ. વખ્ખએચ. ઉસ્તતાતેંમ. નિસ્રવંન્તવીરપાઓ સ્પૅન્તો—દાતાઓદામાંન્.
(ફરવરદીન. ઇઅશત ૯૩. વે. જં. તે. પાને ૨૩૬).



અરથ.

૧. ઇરાંનવેજમાં વખ્ખનાએલો તું છે અએ જરથોસ્ત !

૨. જેહના જનમવા (સીખ્ખવા) તથા વધવામાં (બોલવામાં) પાણી તથા ઓરવરો ખુશહાલ થએઆં, જેહના જનમવા તથા વધવામાં પાણી તથા ઓરવરો ઉગીઆં, જેહના જનમવા તથા વધવામાં બીજી તમામ સપેનતોમીનોના કાએદાવાલી પેદાએશ આબાદીની દુવા માંગી.

# દીબાચો.

અશો અહુરમજદ શાહેબ જે બંધે દુનયાની કુલ હસતીનો પીતા છે, તેનું પરથમ મુબારક નામ યાદ કરવા પછી, અશો સપેતમાન જરથોસત જે એક માહા બુધીવંત પેગંમબર થાઇ ગીઓ છે, અને જે પેગમબર આ દુનીઆમાં બુત પરસતી જેહવી ખરાબ રસમની પરસતેસ કરનારાઓને વાલીને એક ખરા ખોદાની પરસતેસ કરવાના ભલા મારગ ઊપર પોતાના ટોલાના લોકોને મેલી ગીઓછે તેવા માહતમાં નરનાં પવીતર રૂહ ઊપર શદા હજારો હજાર દરૂદ અને આફરીન કરવા બાદ, વાંચનારા દાનેસમન શાહેબો આગલ આ રેશાલો લખવાના કારણમાં ખોલાશો કરવાની રજા લેઊંછું કે આપણો પુરાતમ માજદીયસની જરથોસતી ધરમ કે જે આ દુનયાંમાં હજારો વરસ અગાઊનો જાહેર થાએલોછે, અને જે વીશે પરકોમનાં નામાંકીત વીદવાંન ગરંથકારો વતીક પોતાની શોધો ઊપરથી વખાંણ કરી ગયા છે, તેવો પુરાતંમ નીતીવંત ધરમ આપણે જરથોસતીઓ પાલીએછે. અને તે માટે આપણે ખરાજ ભાયગશાલી ગણાઇએ છીએ. જરથોસત અને તેના હાવા માહાભારત માજદીયસની ધરમ વીશે પરકોમનાં કાબેલ વીદવાંનો અવલથીજ શું મત ધરાવી ગયાછે અથવા હાલ ધરાવતા જાયછે તે આપણ જરથોસતીઓને જાણવું ઘણું અગતનુંછે. એ વીશેનાં વીચારો આજ ઘણુંક થએઊં માહારા મન ઊપર આવેઆ કરતા હતા તેથી તે વીશેની ખોલ કરવાનું મેં સહરૂ કરેઊં હતું અને જેહારે માહારા મોબેદીના ધંધાઓથી મહને ફરશુદ મલતી તેહારે ઊપલી બાબદને મલતી વીગતોને લગતાં પુસતકોમાં હું ખોલ કરતો હતો. તેમ કરતાં ઘણીક મેહનત કરવા પછી આ રેસાલો તઇઆર કરવામાં આવેઓછે અને તેને જુદા જુદા પાંચ ભાગોમાં વેહેંચી નાખી છાપી પરગટ કીધોછે. એ ફકત એક અથોરનાન તરીકે માહરી નાકેસ સકતી પરમાંણે જે ફરજથી હું બંધાએલોછું તે પરમાંણે માહારા પુરાતમ પીઆરા ધરમની શેવા આં શાથે બીજી વેલા બજાવેલી હું સમજુ છું. બીજીવારની એટલા માટે કહુંછું કે મેં એકવાર આગલ "પુરાતમ આતશખાના" નામનો રેસાલો બનાવેઓ હતો તે માહારા કદરદાંન વાંચનારાઓને યાદ હશે. તેની તરીજી આવરૂતી કાહાડી હતી, તેમાં મને જોઇતી મદદ અને ફતેહ મલીઆથી તથા તે માહારા હમદીન ભાઇઓને શારી રવેશે પશંદ પડેઆથી આ બીજીવારની કોશેશ કરવાની મને હીમત થાઇછે. બીજું આ રેશાલામાં પરકોમનાં વીદવાંનોએ જરથોસત અને તેના સથાપેલા માજદીયસની ધરમ વીશે જે ઊમદાં મતો આપેલાં શમાવેઆમાં આવેઆં છે તેમાં

જરથોસત વીશેની આ કદીમ વારતા જેમ પારસી પુસતકોમાં આપણા જોવામાં આવેછે તેમ "પલેની" એ પણ પોતાના પુસતકમાં જણાવેલી છે."૧

૪. ઉપલા પકરામાં શર મલકમે કરેલા ઇશારા મુજબ "પલેની" નામનો નામીચો રૂમી ફીલશુફ, જે ઇ. સને પેહેલી સદીમાં થઇ ગયોછે તે જરથોસતનાં જનમતી વખતનાં હસવા વીશે પોતાનાં "ખુદરતી તવારીખ" નામના સાતમાં પુસતકમાં એમ જણાવે છે કેઃ—

"પેદા થતી વેલાએ જો કોઇબી આદમી હસયો હોય તો તે માતર એખલો જરથોસતજ હતો, અને તેનું ભેજું એવું તો જોસમાં ધગધગતું હતું કે તેના માથાપર હાથ મુકીએ તો તરતજ ઉડી જાય, માટે તે ઉપરથી આગલ જતાં તે ઘણો બુધીવાન પુરૂશ નીકલશે એવી આગાહી જણાતી હતી."

"પલીની" નામનો રૂમી ફીલશુફ જરથોસત ગોશેનશીન થયો તે વીશે પોતાનાં અગીયારમાં પુસતકમાં એમ જણાવી ગયોછે કે "જરથોસત અલબરજ પાહાડના ગોશામાં ખોદાતાલાની મોનાજાત અને બંદગીને શારૂ વીશ વરશ વેર ગુતાએલો હતો."૨

"રેવરંડ અલીવર" નામનો એક કાબેલ ધરમગુરૂ જરથોસત ગોશેનશીન થયો, તે જગોનાં બેઆંનમાં એમ લખી જાય છે કેઃ—

જરથોસતના જમાનામાં આખી પુરથવીમાં જણાયલી તમામ વીદયા અને ફીલસુફીથી જરથોસત માહીતગાર હતો, અને બોખારાના પાહાડો મધેના એક પાહાડમાં જરથોસતે એક ગોલઆકાર ગુફામાં એકાંતવાશ કીધો હતો, જે ગુફાને ખગોલ વીદયાને લગતી તમામ નીશાનીઓથી સણગારેઓ હતો. તથા તેનાં છાપરાંના એક ભાગમાં જહવેર રૂપમાં શુરજને ચીતારીઓ હતો, અને દુનીઆંના ચાર જમાનાઓને શુંનાં, રૂપાં, પીતલ અને લોઢાંની તરેવાર નીશાંનીઓમાં ચીતારીઆ હતા."

જરથોશત ગોશેનશીન થયો તે વીશે બીજી તવારીખના પુસતકોમાં એમ જણાવીઉંછે કેઃ—

"ઇરાંન દેશની પુરવે દીશાએ અજરબાયજાનનો મુલક આવેલો છે, તેને અવસતામાં "વેએકેરત" કરીને કહે છે. આગલા યુનાની લોકો એ દેશને "દરાનજીઆના" કરી કહેતા હતા. પારસી ભાશામાં એને "નીમરૂજ"ના નામથી જણાવેલો છે. એ મુલકમાં દરેગા નદીની પડોશમાં "ઉશીદરન" નામનો પાહાડ આવેલો છે, તે પેહેલવીમાં "દુશદાશતર" ને નામે ઓલખાય છે, તે બોલનો અરથ "હોશ-હુશીયારી" રાખનાર કરી થાય છે, એનું એ નામ એટલા માટે આપવામાં આવેઉંછે કે એ પાહાડ ઉપરથી અશો જરથોસતે આશમાની હોશ મેલવા હતી,યાને એ પાહાડ ઉપર અશો જરથોસત શાહેબને દાદાર અહોરમજદ સાથે દીનની બાબદમાં વાતચીત થઇ હતી, અને એ પાહાડ ઉપરથી જરથોસતને પવીતર નુશકો મલીઆં હતાં—ઇજશનેના પેહેલા હામાં જરથોસતી દીનનાં પુસતકોને યાદ કીધા પછી, એ પાહાડને યાદ કીધો છે."

ઉપલી બાબદ વીશે બીજા વીદવાન લખનારાઓ એમ કહે છે કે જરથોસતે "અશનવંત" નામના પાહાડ ઉપર રીઆજત કરી હતી, યાને ખોદા સાથે પુરશેશ પાશોખ એટલે વાતચીત કીધી

---

૧. જરથોસત કયાં દેશમાં જનમેઓ હતો તે વીશે વીદવાનોની શોધ પરમાણે ઇરાંન દેશમાં "જબર" નામના પાહાડમાંથી વેહેતી "દરજી" નામની નદીને કોનારે આવેલાં "રેઅ" શેહેરમાં પોરૂસસપના ઘેરમાં રોજ ૬ ઠો ને માહા ૧ લાને દીને બામદાદે જનમ પામીયો હતો.

૨. પેગમબર જરથોસતનો જનમ અચંબા ભરેલી રીતે થયા પછે, એ પેગમબર વીશે હેવું કેહવામાં આવે છે કે પોતાની પાકીજગી પહરેજગારી વધારવા શારૂ તથા તે પાક પેદાના કરનાર પરવરદેગારની સનમુખ પોંહચી પોતાનું મનેઆનહ્પુખત કરવા માટે એ પેગમબર કેટલીક મુદતવેર એક ઊંચા પાહાડ ઉપર એકાંત જાઇ વશેઓ હતો કે જેમ (રોયાજત વીગરે) કરવાનો અશલી લોકોમાં રેવાજજ હતો, એ વીશેના વધુ દાખલા બીજા લખનારાઓબી બોલી ગયા છે, જે આગલ વાંચતાં માલમ પડશે.

હતી. એ પાહાડ આજર બાએજાન શેહેરમાં આવેલો છે, અને જરથોસતનો જનમ રએ શેહેરમાં થએ હતો, તે રએ શેહેરબી એજ આજર બાએજાનની નજદીકમાં આવેલું હતું.

"ડીયોકરીસાસટ" નામનો એક વીદવાન પોતાના પુસતકમાં જરથોસતની પાકીજેહ-પહેરેજગારી વીશે એમ લખી ગયો છે કે :—

"જરથોસત પોતાની પાકીજગી અને પહરેજગારી બચાવવા સારૂં એકાંત જગામાં લોકોથી દુર રહ્યો હતો" (યાને ગોશેનશીન થયો હતો.)

જગત પરસીધ સાહેર ફીરદોસી જે ઇસવી સને ૧૧ મી સદીમાં થાઈ ગયલો છે, અને હીજરી શને ૪૧૬ માં મરણ પામેલો કેહેવાયછે, તેણે જે પારસી શેહનશાહોનું શાહાનામું રચેઉં છે તેમાં એક જગોએ જરથોસત પેગંમબર અને જરથોસ્તી ધરમનાં બાબમાં કેટલાક ફારસી બેતો બનાવેઆ છે, તેનો ગુજરાતી અરથ નીચે મુજબ છે:—

"પાદશાહ ગુસતાસપના વખતમાં એક પાક મરદ પેદા થયો, અને તે મુબારક કદમના મરદનું નામ જરથોસત કરીને હતું, અને તે સદાકાળ બદકરણીનાં હેરેમન (બુરી કરણીનાં માણુસો)ને તોડનારો હતો તથા હેરેમન જે ખોદાતાલા સાથે દુસમન છે, તે જરથોસતનો પણ દુસમન છે. તે જરથોસત પાદશાહ ગુસતાસપની દરબારમાં આવીઓ અને પાદશાહ ગુસતાસપને કહેવ લાગયો કે હું ખોદા તરફનો પેગંમબર છું, અને તુંને પાક ખોદાતાલાની તરફ રાહાનો બતલાવનાર છું. તે જરથોસતના હાથમાં આતશનું એક ધુપદાંન હતું, તેને માટે જરથોસત કેહેવા લાગયો કે હું બેહેસતમાંથી એ ખુશી સાથ લાવીઓ છું.[1] તે આતશનું નામ આતશે મેહેર બુરજીન કરીને હતું, તે આતશ ધુંમાડા વગરનો હતો. તથા તે કાઠી યા ખુશબો મેલવા વીના હમેશાં રોશન રેહેતો હતો, તે વીશે જરથોસત એમ કહેવા લાગયો કે, પાક-ખોદાતાલાએ મને એમ કહ્યું હતું કે તું એ આતશના કેબલાને કબુલ કર, તથા આશમાન અને જમીનનાં દરમયાનમાં એની તું જાલવની કર, કાંયકે પાંણી તથા ખાક વગર મેં એને રોશન નુરથી પેદા કીધો છે. એટલા માટે તું સારીપેઠ જો કે મેં એને શીરીતે અજમતી કીધોછે, અને તું ચોકશાઇ કરીને જોકે એ રવેશનો નુરી આતશ કોણથી બની શકેચ, મગર હું જે દુનીઆંનો પેદા કરનાર છું, તે હુંએજ એને આવો ચમતકાર ભરેલો ઉતપન કીધો છે. જેઆરે તું પુરતી ચોકશાઈ કરી જાણે કે મેંજ એ આતશને પેદા કીધો છે, તયારે તો તુંએ મને દુનીયાંનો પેદાનો કરનાર કરી બોલાવવો જોઇએ. જેઆરે પાદશાહા ગુસતાસપે જરથોસતથી ભલી દીનની તમામ વાતો સાંભળી તેઆરે તે બેહેતર અને નેકતર ખોદાની દીનને કબુલ કીધી, તથા તેજ માફક દરેક દેશના સરદારો, પાદશાહો, વડાઓ, દાનાઓ, શુરાઓ તથા તમામ લોકો ઉપર એ ભલી દીનમાં આવવા માટેનાં ફરમાનો મોકલીયાં, અને એ તમામ લોકો પાદશાહા ગુસતાસપની દરબારમાં આવેઆ, તથા કમર ઉપર કુસતીઓ બાંધીને દીનમાં આવેયા, તથા તે પછી ખોદાઈ ચમતકાર જાહેર થયો (યાને આ દુનીઆમાં માજદીઅસની દીન જાહેર થઈ,) અને બુરા લોકોના દેલમાંથી બદ અને ભુડા વીચારો નીકલી ગયા, તથા બુતપરસતી નાબુદ થઈ, અને ખોદાને માનવાના મારગ ઉપર શરવે કોઈ શામેલ થયા. તેમજ જરથોસતી મહજબ અને પાદશાહા ગુસતાસપના અદલ ઇનસાફથા દુનીયાં એકદમ આબાદ થઈ, તથા બુધીવાન અને ગ્યાની લોકોના દેલ તે દીન તથા ઇનશાફથી ખુશાલ થયાં."

"કાજી બીજાવી" નામના એક મુસલમાન ગરંથકારે હીજરી સને ૬૭૪ ના શાલમાં બના-

1 આતશ વીશે કદીમ યુનાનીઓમાં પણ એક એવી દંત કથા ચાલતી હતી કે આગલ દુનીયાંમાં આતશ હતો નહીં, તેને "પરોમીથીયુશ" નામના દેવ બેહેસતમાંથી ચોરી લાવી આ પરથવીમાં આપીયો હતો.

વેલાં "નીજામ અલતવારીખ" નામના પોતાનાં એક પુસતકમાં પાદશાહ ગુસતાસપના વખતમાં જરથોસત પેગંમબરે માજદીયશની ધરમ જાહેર કીધો તે બાબદમાં લખેઉં છે કેઃ—

"જેઆરે ઇરાંનમાં પાદશાહ ગુસતાસપની પાદશાહી થઇ, તેઆરે જરથોસત માજદીયશની ધરમ લાવેઓ, અને દુનીઆંનાં લોકોને તે ધરમ કબુલ રાખવાને પોકાર કીધો યાને (મજદીયશની દીન જાહેર કીધી) અને જરથોસત ઇઅસતેખરની પડોશમાં "નઇપીસટ" નામના પાહાડ ઉપર રહેતો હતો. જે વેલા પાદશાહ ગુસતાસપે જરથોસતનો ધરમ કબુલ કીધો તે વેલા તે પાદશાહ ઇઅસતેખરમાં આવેઓ, અને તેઆંના પાહાડ ઉપર જઇ રહયો, અને ઝંદ અવસતાનાં પુસતકો વાંચવા માંડયાં, તથા આતશખાનાઓ બાંધવાનો હુકમ કીધો."

મોલવી ગયાસુદીન બીન મોલવી જલાલુદીન નામના રાંમપુર શેહેરના એક રેહેવાસી ગરંથકારે ઇ. સ. ૧૮૨૬ માં "ગયાસુલ લોગાત" નામની પોતાની ફારસી કેતાબમાં હજરત જરથોસતની તારીફમાં લખેઉં છે કેઃ—

"હજરત જરથોસત કે જે શાહેબે પાકને જરદસત, જરદેહસત તથા જરતુસત કરીને કહે છે તે મીનોચેહેર પાદશાહ કે જે ફરેદુનની ઓલાદનો હતો, તેની નસલથી પેદા થયો, અને એક નામીચા, વખણાયલા, તથા કાબેલ અને ફાજેલ હકીમ નામે "ફીથાગોરશ" નો સાગેરદ હતો.[1] એ શાહેબે અશોએ ગુસતાસપ પાદશાહના જમાનામાં પેગામબરીનો દાવો કીધો હતો, અને પારશી લોકો એ શાહેબને પોતાનો બરહક તથા રાસત પેગંમબર કરી ગણતા હતા તથા તે જે ઝંદની કેતાબો લાવેઓ હતો, તેને પારશી લોકો આશમાની કેતાબ કરીને કહે છે. બીજી તવારીખ લખનારાઓ હજરત જરથોસતને "ઇબરાહીમ" કરી કહે છે. તે શાહેબે પાક બીલકુલ પઇસા ટકાની ઉપર કે આ ફાની દુનીઆંની કોઇબી ચીજ ઉપર પોતાનું દીલ લગાડતો ન હતો. તથા પોતાની મુબારક નજરમાં શુનાને એક જવ બરાબરનુંબી વજન આપતો ન હતો, અને તેથી કરીને એ શાહેબને "જરદસત" કરીને કહે છે, બીજું કેટલાક મુસલમાનો હજરત જરથોસતને માનતા નથી પણ "ફાજેલે શેહરૂજી" તથા અલલામએ સીરાજી તથા અલલામએ દવવાની તથા મીર સદરૂદીન, અને બીજા કેટલાક ઓલમાંઓ એ હજરત જરથોસતને હકીમે કાંમેલ તથા પેગંમબર કરી લખી ગયાછે. આ ઉપર લખેલી બીના "કસફુલ લોગાત" રસીદી "બુરહાને કાટેહ" તથા "મદારૂલ અફાજેલ" નામની કેતાબો મધેથી લીધીછે."

"મી. જરમીઅહાઉ" નામના એક અંગરેજ વીદવાને શને ૧૮૬૨ માં છપાવેલાં પોતાનાં એક પુસતકમાં જરથોસત વીશે એમ લખેઉં છે કેઃ—

"આગલા જમાનામાં આએ દુનયાની સપાટી ઉપર જે જે પુરૂસો સઉથી નામાકીત થઇ ગયા છે તેઓ વચે એલમ અને ગણીયાંનના બાબમાં સઉથી પેહેલી પદવી ધરાવનારો પુરૂશ તે જરથોસત હતો, જેણે ગયા ૨૪૦૦ વરસની વાતપર પોતાના સાદા અને ખાલેસ ધરમની નીતી લોકોને સીખાડી હતી. જેને માટે "પોરફીરીઅસ" નામનો ગરંથકાર લખી ગયો છે કે ઇરાંન દેશનો પારસી લોકોનો ગુસતાસપ પાદશાહ ખુદ જરથોસતના હાથ હેઠલ શીખેઓ

1 ઉપલો ગરંથકાર જે એમ લખે છે કે જરથોસત પીથે ગોરાસનો સાગરેદ હતો તે વાત તદન ગલત છે; ઉલટું કેટલાક ખરીસતી વીદવાનો પીથે ગોરાસને માટે એમ લખે છે કે તે જરથોસતનો શાગરેદ હતો. એ વીશે "જેરીમીયાં હાઉ" નામના એક કાબેલ વીદવાને ઇ૦ સ૦ ૧૮૬૨ માં પોતાનાં ગરંથમાં લખીયું છે કે "પીથો ગોરસ નામના આગલા મોટા યુનાની ફીલસુફે વટીક પારસીઓના પેગમબર જરથોસતની રાહારીતી મુજબ ચાલવાનું એખતયાર કીધું હતું." વલી "એપુલીયશ" નામનો રૂમી ગરંથકાર પણ પીથો ગોરસને જરથોસતનો સાગરેદ જણાવી ગયો છે. વલી "પરીડો" નામનો ગરંથકાર કે જેણે યાહુદીઓની તવારીખ બનાવી છે, તેના ચોથાં પુસતકમાં પીથો ગોરસ જરથોસતનો સાગરેદ હતો તે વીશે એ ગરંથકાર લખી ગયો છે કે "પીથો ગોરસ પોતાના ધણી હજરત જરથોસતની પેરવી કરીને એક ગોફામાં જઇ બેઠો હતો." (જેમ અશો જરથોસત પાક ખોદાતાલાની બંદગીમાં ગોસેનશીન થયો તેમ પીથો ગોરસ પણ થયો હતો.)

હતો અથવા તેના અસતકથી તેનો ધરમ બાહાલ રહેઓ હતો તેથી તે પાદશાહ પોતાના મનમાં એટલીતો મોટાઈ ધરાવતો હતો કે તે પાદશાહે પોતાનાં મરણ બાદ પોતાની ઘોર(દોખમાં) ઉપર એ હકીકતની યાદગારી કોટરાવી રાખવાનો હોકમ કરીઓ હતો. વલી "પીથાગોરાસ" નામના આગલા મોટા યુનાની ફીલસુફ વતીકે પારસીઓના એ ફીલસુફ પેગંબરની રાહ રીતી મુજબ ચાલવાતું અખતેયાર કરેઉં હતું એવું કહેવામાં આવે છે."

"એમ ફરાંક" નામનો એક ફ્રેંચ વીદવાન જરથોસત તથા તેના ધરમ વીશેના પોતાના રેસાલામાં એમ લખે છે કે :—

અહોરમજદે આ દુનીયાંના માણસોની રાહનુમાઇ કરવાને માટે વારાફરતી કેટલાક પેગમબરોને મોકલયા, કે જેવોમાં જરથોસત, કે જે દોગડો અને પુરૂસસપનો બેટો થાય છે, તે સૌથી છેલો અને માહા પુરવીન હતો. માણસને સચાઈ અને જુઠાઇ, તથા રોશની અને અંધકારથી વાકેફ કરી, તેમાંથી કોઇબી ચીજ પસંદ કરવાને તેણે ( જરથોશતે ) શમજણ શક્તી આપી છે. જરથોસતનાં પુસતકો એ અસલ ઇરાંનીઓના મનનો સઉથી ઉમદા અને સાધારન ચીતાર આપે છે, અને જરથોસતનું એવું ઇછિવું હતું કે સઘલી પેદાયશમાંથી બદી દુર થાય, અને આ દુનીયાં બેહેસતની મીશાલની થાય. જરથોસતી ધરમ એક વેલા દુનીયાંના સઉથી મોટા ભાગો અને શેહેરોમાં ફેલાયલો હતો, કે જે શેહેનશાહતોનાં લશકરની ફોજ દશલાખ માંણસો કરતાંબી વધારે હતી, અને જેવોની વસતી કરોડદર કરોડની હતી.

"મડમ બલેવેસટકી" નામની એક અંગરેજ બાનું, જે થીયોસોફીસટ સોસાયટી નામની મંડલીમાં એક આગેવાન તરીકે ગણાય છે, તેણીએ બાકુ દેશમધેના અસલ આતશખાનાના પોતે છપાવેલા હેવાલમાં જરથોસતની તારીફમાં લખેઉં છે કે:—

"જરથોસત એક શુનેરી શેતારાનાં રૂપમાંથી ઇનશાંન તરીકેના આકારમાં જાહેર થવા-બાદ તેણે પોતાના નવા મહજબને લગતી વાતો શીખાડવાનું શરૂ કીધું હતું. તેણે એક ખોદાની પરશતેશ કરવાનું શમજાવેઉં હતું."

ઉપલીજ ડીયોસોફીકલ સોસાયટીના પરમુખ કરનલ હેનરી એસ. આલકાટે તા૦ ૧૪ મી ફેબરવારી શને ૧૮૮૨ ને દને મુંબઈનાં ટાઉનહાલમાં જરથોશતી ધરમની મુલ મતલબ વીશે કરેલાં ભાશણ વેલા જરથોશતની તારીફમાં હેવું કહી શમજાવીઉં હતું કે:—

જરથોસત પવીતર ગેબી વીદયાથી વાકેફગાર હતો અથવા બીજીરીતે બોલીએતો તેણે માણસોના ખવાસ તથા પોતાની આસપાસની દુનીઆંના છુપા ભેદોની બારીકીથી માહીતી મેલવી હતી. દુનીઆંમાં પેહેલ વેહેલો સુધારાનો પાયો નાખનાર તે જરથોસત હતો કે જેણે ભેદી વીદયાની માહીતી પોતે મેલવીયા પછી ઇરાંનીઓને તેમાંનો કેટલોક ભાગ જે દુનીઆના અનુંકરમ છ કાલ યાને છ ગમબાર વીશે હતો તે સીખવેઓ હતો. જરથોશતે પોતાના ધરમનો દબદબા ભરેલા મેહેલનો પાયો તરણ શબદોમાં રચેઓ છે, તેમાં હુમત—હુખત—હુઅરસત. એક ધરમનો ભાવારથ એક બચું વટીક સમજી શકે એટલા થોડા શબદોમાં સમાયલો હોય તે ધરમને હું ઘણોજ ખુબીભરેલો સમજતો આવીઓ છું. જરથોસત સરવેથી સરસ ફીલશુફ હતો.

"મી૦ ફ્રાનસીસ પવર કાબ" નામના એક કાબેલ વીદવાને સને ૧૮૬૫ માં જરથોશતી ધરમ ઉપર એક રેસાલો લખ્યો છે તેમાં એ વીદવાન જરથોશતની તારીફમાં લખે છે કે :—

ખરેખર મરણ પામેલા મહા પુરશો સાથ આવતી દુનિયામાં સવાલ જવાબ કરવાની જો આપણને રજા મલે તો કદાચ એવું બને કે લગભગ તવારીખ સરૂ થઇ તે અગાઉ જે બાકતરીયન ( બલખ )નો ફીલસુફ ( જરથોશત ) જીવ્યો તથા ડહાપણ શીખાડી ગયો તે ધરમ સંબંધી મુલ આદમી માલમ પડે છે. જેણે ( જરથોશતે ) શીખાડેલા ધડાઓથી ( પાને અવ-

મતાઓથી ) આપણા મગજને એટલો બધો તો વારસો મલ્યો છે કે આપણથી વીચારી શકાતું નથી કે જો જરથોશત પેદા નહી થાયો હતે તો માણસ જાતનું એકીન આજે કેવું થાતે ?

"ડાકટર "સતાનલી" નામનો એક કાબેલ વીદવાન જરથોશતની તારીફમાં પોતાનાં એક પુસતકમાં લખે છે કે–"જરથોશત જેવો એક નામીચો પુરૂશ માણસ જાતનો મોટો બેરખાહ હતો, તે નામીચા પુરૂશના નામ ઉપરથી, પાછલા જમાનામાં તેના જેવી કારકીરદી ભોગવી ગએલા પુરૂશોનેબી એ નામ લોકો આપતા હતા. તેમો એક ખાલદી જરથોસત, બીજો એસીરીયન, તરીજો બાકતરીયન જે પાદશાહા નાઇનસના જમાનામાં થઇ ગયો હતો અને ચોથાને ઇરાંની અથવા મીદીયન જરથોસત, પાંચમાને એમફીલીઅન અને છઠાને પરેકોનીસીઅન કરી કેહતા."

લારડ "બાઇરણ" નામનો નામીચો અંગરેજ કવી જરથોશતના તારીફમાં પોતાનાં કવીતાનાં પુસતકમાં લખી જાએ છે કે :—

"બેકટરીયાનાં ( બલખના ) દાનાવ ગ્નાનીએ ( જરથોશતે ) જબરા ભરમભેદોના પરદા બઝાડી નાખી આપણી નજરને તદનજ શસ્ત અને ખરી બનાવી, ખોદાઈ રાહો ખોલ્લી કરી, બતાવી છે. જેના દરએક કલાંમ ( અવસતા ) સાંભલતાં અથવા જાણતાં દીલ પાક બની આપણે પાપી બનવાની દેહશત એકદમજ નીકલી જાય છે. તે ( જરથોશત ) જે જે શીખવી ગયો છે તે ખોદાઈ–રાસતી અને પવીતર છે."

"પ્લેની" નામનો વખાણાયલો રૂમી ફીલસુફ જરથોસતની તારીફમાં પોતાનાં પુસતકમાં એક ઠેકાંણે લખે છે કે :—

જરથોસત યજદાંની ગેબી ચીજોનો શમજનાર ફીલસુફોનો ફીલસુફ હતો.

જરથોસતની તારીફમાં આગલા કદીમ યુનાનીઓ જેવા કે આથેનશ શેહેરવાલો "પલેતો" (અફલાતુન) અને બીજાઓ એમ લખી ગયા છે કે :—

જરથોસત અહોરમજદનો છોકરો યાને અહોરમજદની તારીફ ગાનાર હતો. જે ધરમ જરથોસતે સ્થાપ્યો તે ધરમના શમજનારા માજીઓ (માજદીયસનાંન) હતા, તેવો ખોદાની પરશતેશ કરનારા હતા.

"બેરોસસ" નામનો બાબેલોન શેહેરનો, બીલસના ધરમનો ઉપાધ્યો, જે બીજા એનટી એકસના રાજયમાં ઈ૦ સ૦ પુરવે ૨૬૧ માં થઇ ગયો છે તેણે ગ્રીક ભાશામાં બાબેલોન શેહેરની તવારીખ રચી છે, તેના થોડાએક પ્રકરાઓ બીજા ગ્રંથકારોનાં પુસતકોમાં ટાંકેલા હાલ જમાના સુધી બચી રહેલા છે, તેમાં જરથોસત અને "જરવાને અકરને" ના ખુલાશામાં એમ જણાવીલું છે કે :—

"જરવાન" તેજ જરથોસત છે, કે જે માજદીઅસનાન ધરમ પાલનારાઓનો દસતુર, બાકતરીયન ( બલખનાં ) લોકોનો પાદશાહ, મીડ લોકોનો મુલ પુરૂશ તથા દેવતાઓ ( ફરેસતાઓ) નો પીતા થઇ ગયો છે.

વલી એજ ગ્રંથકાર જરથોશત વીશે એક ઠેકાંણે બીજું એમ જણાવે છે કે "મીદીયા દેશના રાઘા (રએ) શેહેરવાલા જે જરથોસત નામનાં પાદશાહે બાબેલાન શેહેરને ઈ૦ સ૦ પુરવે ૨૨૩૪ વરસો ઉપર જીતી લીધું હતું અને તેમાંની મુલ પરસતી રસમને તેને જબરીથી તારાજ કરી નાખી હતી, અને તે પછી તેની ઓલાદના આઠ પાદશાહોએ તાંહાં બસો ચોવીસ વરસો સુધી

રાજપાટ ચલાવીઊં હતું."૧ આ ફકરા ઉપરથી નામીગો વીદવાંન પ્રોફેસર ડાકતર મારટીન હાઉગ જરથોસતનો સને ઇસુની ૨૩૦૦ વરસ પુરવે જણાવી ગયો છે.

"એડવરડ જેમશ બરકલે" નામનો એક કાબેલ ખરીસતી ધરમગુરૂ જરથોસતની તારીફમાં પોતાનાં પુસતકમાં એમ લખી ગયો છે કે:—

"જરથોસતની ભવીશવાનીઓ તેમજ તેના ફરમાનોને બીજી દુનીઆને લગતા ઘણા સરસ અને ડહાપણ ધરાવનારા વચનો તરીકે તથા સચ્ચાઇ શોધવાની તે (જરથોસત) ની બેહદ કાલજીનાં પરીનામ તરીકે આપણે કબુલ કરીએતો આપણા જે ધરમ પુસતકો (બાઇબલ) ધરાવીએ છીએ તેની સચાઇ ઘટી જવાની અથવા તે માહેલું લખાણ ખોટું પડવાની કશી ધાસતી રેહેતી નથી."

"મેજર જેનરલ વાનસકેનડી" નામનો એક લશકરી વીદવાન અમલદાર, કે જે જરથોસતી ધરમનું ગ્નાન ધરાવતો હતો, તેણે "પરીનસીપલસ ઓફ લેંગવેજીશ" નામના પોતાનાં પુસતકમાં જરથોસત અને જરથોસતી ધરમ વીશે હેવું જણાવેલું છે કે:—

"આસપાસનાં શેહેરોમાં જે ધરમ ચાલતો હતો, તે ઉપરથી આપણે વાજબી રીતે કહીશું કે જરથોસતે મુરતી પુજાના ધરમને પાયામાલ કરીને ઇરાની લોકોને તેણે મુરતી પુજવાથી દુર રાખ્યા, અને તે કીરતાર વીશે વાજબી અને ખરા આચારો તેમનાં દીલમાં પેવશ કીધા હતા."

"પલુતારક" નામનો રૂમી ફીલસુફ જે ઇશુની ૧ લી સદીમાં થઇ ગયો તે જરથોસત વીશે લખે છે કે:—

"જરથોસત અને બીજાઓ અહોરમજદને ખોદાનાં નામથી ઓલખતા હતા, તથા તેને નેકીનો શાહેબ અને યજદેનો પેદા કરનાર કરી માનતા હતા."

"આગાથીયસ" નામનો એક રૂમી હીતીહાસ લખનાર જે ઇશવીસને ૫૩૬ થી ૫૮૨માં ઇસ્ટેમબોલ શેહેરમાં થઇ ગયો છે તેણે પોતાનાં એક પુસતકમાં તે વેલાના ઇરાંની જરથોસતીઓ અને તેઓનાં પેગમબર જરથોસત વીશે જે વીચારો જણાવેલા છે તે આ પરમાંણે છે:—

"હાલના જમાનાનાં ઇરાંનીઓએ પોતાની આગલી રસમમાં ઘણોક ફેરફાર કરેઓ છે, જો કે તેવો "ઓરોમાસદીસ" (અહુરમજદ) ના છોકરા જરથોસતનો ધરમ પાલે છે. જરથો-

---

૧ જરથોસત રગે શેહેરનો પાદશાહબી હતો અને દશાતુરબી હતો તે વીશે આપણા કાબેલ વીદવાંન શેઠ ખ૦ રૂ૦ કામાજીએ બનાવેલાં જરથોસત નામાના બીજા બાબના ૧૧ માં ફકરામાં ઇજશનેના ૧૯ માં હાનો ૧૮ મો ફકરો તાંકી દેખાડવા પછી નીચે નોટ મારી એ ફકરાના ખોલાશામાં એમ જણાવે છે કે "આગલા વખતમાં ઇરાંન દેશમાં હકુમત કેમ ચાલતી હતી તેનો થોડોએક ખેઆલ લાવવાને ઉપલો ફકરો ઘણો અગતનો છે. એકએકથી ચહડતા તબકકા કરીને તેનાં જુદા જુદા સરદારો ઠેકાણીઆમાં આવતા હતા જેમકે ઘેરના ધણીની ઊપર મોહલાના ધણીને મુકરામાં આવીઓ હતો અને તેની ઊપર પરગણાઓનો અને તેની ઊપર મુલકનો પાદશાહ રેહતો હતો. અને મુલકના પાદશાહનીબી ઉપર જરથોસત રેહતો હતો. ઇઉરપની તવારીખમાં વાંચીએ છઇએ કે કેટલીએક સદીની આગમચ યુરોપના મોહોટા મોહોટા પાદશાહો પોપના ઘોડાની લગાંમ પકડીને ચાલવામાં કસે દરજજે હલકું નહીં ધારતા હતા, બલકે બેહેસતમાં જવાનો તે એક ઉપાએ સમજતા હતા. એ મીશાલે આગલા વખતમાં આપણા લોકોમાં પણ હોએ હેવું ધારવાને ઉપલો ફકરો ટેકો આપે છે. ઉપલા ફકરામાં જાંહાં જરથોશત બોલ આવેલો છે તાંહાં સપેંતમાન જરથોશતને તથા તેના પછે તેની જગો રાખનાર દશાતુરને સમજવો જોઇએછે. આજનો વખત કેવો આવેઓ છે અને દશાતુરોનો દરજજો કેટલો હલકો થઇ ગયો છે તે સાથે ઉપલી બાબદ શરખાવતાં કોઇ શુખરાના કરશે અને કોઇ દલગીર થશે.

જરથોશતી રગે શેહેરમાં ચાર સરદારો અને બીજા મુલકોમાં પાંચ તેનો તફાવત એટલોજ ગણવો કે રગે શેહેરમાં પાદશાબી જરથોસત અને દશાતુરબી તેજ હતો, અને બીજા મુલકોમાં બીજાબી પાદશાહો હતા અને જરથોશત માતર દશાતુર હતો. જેમકે હાલનો રોમન કેથોલીક ધરમનો વડો પોપ, રોમ શેહેરમાં પાદશાહબી પોતે અને પોપબી પોતે છે, પણ ફરાંનસ, સપેન, પોરતુગલ, ઇતીયાદી રોમન કેથોલીક મુલકોમાં પાદશાહ બીજાઓ છે અને તાંહાં તે તો માતર પોપજ છે, એ ઉપરથી ઘણું કરીને ચોકસ ઠડે છે કે રગે શેહેરમાં જરથોસતનો જનમ થયાને લીધે તે શેહેરને પાદશાહ ગુસતાસપે પોતાના હાથમાં રાખીઆને બદલે જરથોસતને સંપુરદ કીધું હોએ અને તેની હકુમત જરથોસતના ખાનદાના હાથમાં રાખી હોએ અને તેની વચે પડવાનું પાદશાહ ગુસતાસપે છોડી દીધુ હોએ.

સત જેને "જારદોસ" કરીને પણ કહે છે તે કયા જમાનામો પોતાનો ધરમ ચલાવી ગયો છે તે કંઇ માલમ પડતું નથી પણ આ વાત ચોકસ છે કે તે (જરથોસત) માજદીયસની ધરમનો ગુરૂ તથા ઇરાંનીઓનો પેગંબર થઈ ગયો છે અને ઇરાંનીઓના ઘણા પુરાતમ ધરમમાં ફેરફાર કરી એણે (જરથોસતે) ઘણાક અજાએબ જેવા ધારાઓ નવેસરથી એ લોકો (ઇરાનીઓ) માં દાખલ કીધા હતાં."

"બામદાદ" નામના માસીક ચોપાનીયાંનો ખરીસતી અધીપતી ૧૮૬૨ ના મે માસનાં અંકમાં જરથોસતની તારીફ અને તેના શનેના બાબમાં લખે છે કે :—

"જે શખસ (જરથોસત) એક મોટા પેગમબરના જેવો ગણાય છે, અને જેની બાબદમાં કેહેવામાં આવે છે કે તેણે ધરમ સંબંધી બધી દુનીઆંને ઉઠલ પાઠલ કરી નાખી, અથવા તો તે એક એવો ધરમ લાવેઓ કે તેની સામે બીજા બધા ધરમો દુબી ગયા. જે શખસે દુનીઆંમાં એવો મોટો ફેરફાર કીધો, તેનો જમાનો કયો તે બાબદ કંઈ ચોકસ માલમ પડતી નથી.[1]

"સર વીલીયમ જોનસ" નામનો એક વીદવાન દબેસતાન તથા દશાતીર નામની માહાભારત કેતાબો વીશે મુંબઇની "એસીઆટીક સોસાઇટી" નામની મંડલી આગલ પોતાનું છઠી વારનું ભાશણ આપતી વેલા જરથોસત અને તેના લાવેલા ધરમ વીશે એમ બોલેઓ હતો કે:—

"પેગમબર જરથોસતે સઉથી મોટું કામ એ કીધું હતું કે એક બુલંદ ખોદાતાલા જે છે તેની પરશતેશ કરવાનું મંડાન કીધું હતું. અને સરવે મોતેબર કીરીઆ મારગ હજરત જરથોસતથીજ ચાલુ થઈ હતી, અને તે પેગંબરે અસલી ધરમના ફરેસતાઓને આરાધવાનો હુમે-

---

૧ પેગંમબર જરથોસત કયા જમાંનામો થઇ ગયો છે તે વીશે સઘલા વીદવાંનો આજ સુધી એક મતથી જણાવી જાતા નથી પણ તે સઘલાંનો શાર જોતાં માલમ પડેછે કે જરથોશતનો પેદા થવાનો શને ઘણો પુરાંણો હોવો જોઇએ. આજ શુધીમાં જરથોશતના જમાના વીશે જુદા જુદા વીદવાંનોએ જે જુદા જુદા સને જણાવેયા છે તેની એક ટુંક ટીપ નીચે આપીએ છ:—

શામીરના શેહેરનો ફીલસુફ હરમીપસ જે ઇ૦ સ૦ પુરવે ૨૫૦) વરસો ઉપર થઇ ગયો છે તે જરથોસતનાં જમાના વીશે પોતાનાં પુસતકમો એમ જણાવી ગયો છે કે જરથોસત ત્રાએની લડાઈ (જે ઇ૦ સ૦ પુરવે ૧૧૮૦ માં થાઇ હતી તે) ના જમાનાની પાંચ હજાર વરસો ઉપર થઇ ગયો છે યાને ઇ૦ સ૦ પુરવે ૬૧૮૦) વરસો ઉપર થઇ જવો જોઇએ.

યુનાંની ફીલસુફ અરસતાટાલીસ જરથોસતનો સને ઇ૦ સ૦ પુરવે ૬૩૫૦) નો એટલે આજથી આઠ હજાર વરશની ઉપરનો જણાવી ગયો છે.

લીડીયા દેશનો "જેનથોસ" નાંમનો ફીલસુફ જે ઇ૦ સ૦ પુરવે ૪૫૦ વરશોની વાત ઉપર થઈ ગયો છે. અને જે શેહેનશાહ દારાયસ હીસતાસપસ અને ઝરકસીસના વખત ઉપર હયાત હતો. તે પોતાના પુસતકમો જરથોસતને ઇ૦ સ૦ પુરવે ૬૫૦૦) વરસો ઉપર થઇ ગયલો જણાવી ગયો છે.

"ઇઉદોકસસ" નામનો ફીલસુફ જે ઇ૦ સ૦ પુરવે ૩૫૦ વરસો ઊપર થઇ ગયો છે તે જરથોસતનાં જમાના વીશે પોતાનાં પુસતકમો એમ જણાવે છે "કે જરથોસત પલેતો (અફલાતુન જે ઇ૦ સ૦ પુરવે ૩૪૮ વરસો ઉપર થઇ ગયો છે તે) ના મરણની છ હજાર વરસો ઉપર થઇ ગયો છે"

પલેની નાંમનો વખનાયેલો રૂમી ફીલસુફ જે ઇસુની પેહેલી સદીમાં થઈ ગયો છે તે પોતાનાં શાતમાં પુસતકમે જરથોસતનાં જમાના વીશે એમ જણાવે છે કે યાહુદીની જાતવાલા મુશા જાણીસ તથા લોટપીયા જરથોશતની ઘણા હજારો વરસો પાછલથી થઈ ગયાછે.

"બેરંણ બુનસન" નામનો કાબેલ જરમન વીદવાંન ગ્રંથકાર જરથોસતનો સને ઇ૦સ૦ પુરવે ૩૫૦૦) માં ઠેઠવી જાયછે.

"પરોફેસર ડાકટર મારટીન હાઉગ જરથોસતનો સને ઇ૦ સ૦ પુરવે ૨૩૦૦) થી તે ૨૪૦૦) શો વરશો ઉપર યાને આજ ૪૧૦૦ થી તે ૪૨૦૦ શો વરસો ઉપર જણાવી ગયા છે.

વલી આપણા હાલના જાણીતા કાબેલ પારસી વીદવાંન શેઠ ખરશેદજી રૂશતમજી કામાંજીએ પોતાનાં જરથોસત નામામાં જરથોસતી સને ઇ૦ સ૦ પુરવે ૧૩૦૦ વરસ ઉપર યાને આજ ૩૨૦૦) વરસોની વાતઉપરનો લખેઓછે.

"રલીડો" નામનો એક ગ્રંથકાર પોતાના પુસતકમાં જરથોશત કયા શાલમાં થાઇ ગયો તે વીશે એમ લખે છે કે "ક્રાઇસટની ઓછામાં ઓછા એક હજાર વરસ અગાઉ જરથોશત થઈ ગયો છે અને માજદીયસની ધરમ તે વખતથી ફેલાતો ચાલયો હતો."

"મસુદી" નાંમનો એક વખનાયલો આરબ ગ્રંથકાર કે જે આજ આસરે નવસો વરસની વાતપર થઈ ગયો છે તે પોતાનાં પુસતકમો જરથોસતી સને વીશે એમ લખી ગયો છે કે મજુસી (યાને માજદીયસનાંન) લોકોનાં કેહેવા પ્રમાંણે સીકંદરની ૨૮૦) વરસ પુરવે (એટલે જે ઇ૦ સ૦ પુરવે ૫૧૬ માં) જરથોસત થઈ ગયો છે.

રો કરી. તે જુના ધરમને સુધારીઓ હતો, અને એ પરેસતાઓ જે છે તે દહાડા તથા મહીનાઓ ઉપર મવકલ છે. નવી કીરીઆનું કામ પેગંમબર જરથોસતે આતશની એબાદત કરવાથી દેખાડવીઉં હતું. બેહેમન તેજ જરથોસત હતો, અને તે માન આપવા લાયક હતો, કાંયકે તે (જરથોસત) ખરેખરો પવીતર હતો. તેના એતેકાદમાં એવું ન હતું જે પરથમ બે ખોદા છે, જેમાં એક મોટો નેક અને બીજો મોટો બદ, એવા સાગતરને તે મંજુર ન કરતો હતો. એ પેગંબર પોતાની રોશન દરેમેહેરમાં સેજદો કરતો હતો.'' (યાને ખોદાતાલાની બંદગી કરતો હતો.)

"અબદોલ ફરજે" નામના એક મુસલમાન ગરંથકારે "રાજવંશાવલી" નામના પોતાનાં પુસતકમાં જરથોસતે ઇરાનીઓને જે ખોદાઇ ધરમ દેખાડયો હતો, તે વીશે લખેઉં છે કે "જરથોસતે ઇરાનીઓને નીતીવચન અને ઇશ્વરી ડહાપણના કલાંમો શીખવીઆ હતા."

"મુલ્લાં જલાલ દવાની" નામના એક મુસલમાન ગરંથકારે "અરેહ હએઆક લોલ નુર" નામની પોતાની એક કેતાબમાં જરથોસત પાક ખોદાતાલાનો પેગંમબર હતો તે વીશે લખેઉં છે કે "પારસીઓનો પેગંમબર જરથોસત હતો, અને તે ખોદાનો "દુત" (ખોદા તરફનું માણસ જાત માટે ફરમાન લાવનાર) યાને કાસદ હતો."

એજ ગરંથકાર જરથોસતની તારીફમાં "સરેહએસરાક" નો દાખલો ટાંકી જણાવે છે કે જરથોસત આજર બાઇજાનની અવસતાઓ અને ઝંદની કેતાબોનો ખાવીંદ, કામેલ (પુરવીન) પેગંમબર અને મોટો દાનાવ હતો."

"મીરજાં તાએરેવહીડ" નામના મુશલમાન ગરંથકારે "તજકરતોલ હોકમાં" નામની પોતાની કેતાબમાં જરથોસત અને તેના બીકટ અવસતા વીશે એમ લખેઉં છે કે:—

"હજરત જરથોસત મોટો હકીમ તથા ઘણો ફાજેલ હતો, પણ તેની વાતો (અવસતાઓ) ને સમજવામાં મારી અકલ આજેજ તથા હેરાંન છે.[1]

"મીરમોખતાર તેહરાંણી" નામનો એક મુસલમાન ગરંથકાર પોતાના એક પુસતકમાં જરથોસતના એલમની તારીફ કરતાં એમ લખેછે કે "જરથોસત "એલમે ગરીબા" યાને ચમતકારીક અથવા નાદર એલમ જાણનારો હતો."

"પેણીસાઇકલોપીડીઆ" નામનાં પુસતકમો જરથોસત વીશે એમ જણાવવામાં આવેઉં છે કે:—

"આગલા જમાનામાં એક જરદોસત અથવા જોરાસટર પાદશાહ ગુસતાસપના વખતમાં થઇ ગયો છે અને તેણે મોટો સુધારો કીધો હતો" (યાને એકલા એક ખોદાને માણવા ને માટે માજદીયસની ધરમ સથાપીયો હતો.)

ઇંગલંડના રાજના એક પરધાન અને ખજાંનચી મી. સેમીઉલ લેંગે "આજના વખતનો એક જરથોસતી" હેવે નામે એક પુસતક રચેઉં છે, તેમાં તે જરથોસત પેગમબર વીશે લખે છે કે:—

"પુરાતન નોંધોમાં એ પેગમબરને કશી પણ મોજેજાની યા દેવતાઇ હસતી ધરાવનારે ન જણાવતાં તેને નામાંકીત હયુંગરની પેઠે એક ઉંડો વીચારનાર અને બળવાન ધરમોપદેશક લેખે જણાવીયો છે, કે જેણે પોતાનાં જમાના અને પોતાની કોમના ધરમ તથા ફીલસુફીના મોઘમ ને અનઘન વીચારોને નવું રૂપ આપીયું તથા નવો અવાજ આપીયો, તે ધરમને લગતા વેહમો સુધારયા તથા પોતાના ભાષણોના જોશથી અને છટાથી પોતાના વખતના આગેવાન મગજોને ફેરવયાં, કે જેઓમાં તે વખતના પોતાના પાદશાહને પણ દાખલ કરયો હતો. હું

[1] જરથોસતના તમામ અવસતાઓ ભેદી છે તે આપણ શારી પેઠે જાણીએ છે, તેમજ શઘલા ફારસી ગરંથકારો જરથોસતને "પેગંમબરે રમજગોકરી" લખે છે તેનો અરથબી ભેદનો જાણનાર તથા ભેદનો કેહેનાર કરીનેજ થાય છે.

તો મારી તપાસમાં જરથોશતની હશતી કબુલ રાખીને આગળ વધું છું, અને એટલુંજ દેખાડવા માગું છું કે ધરપાયાના વીચારોમાં તથા મુળ હેતુમાં જરથોસતનો ધરમ આજના વખતના આગળ વધેલા વીચારો સાથે બહુજ અજાયબ જેવી રીતે મલતો આવે છે, અને ધરમનું એક ખોખું પુરૂં પાડે છે, કે જે ધરમ હાલ જમાનાની વપરાશમાં આવતી હાજતોને અનુકુળ થવાને તથા 'ઇમાન' અને 'વીદ્યા' વચેની લડાઇને સાંધવાને બીજા બધા ધરમો કરતાં ઘણો આગળ વધેલો છે."

પ્રોફેસર ડાક્ટર મારટીન હાઉગે પુણા મધે યુનાઇટેડ સરવીસ ઇનસ્ટીટ્યુશન આફ વેસ્ટરન ઇંનડીયા એવે નામની એક મંડલી આગલ તારીખ ૧ લી મારચ સને ૧૮૬૧ ને દીને "જરથોસતી ધરમની ઉતપંતી" વીશે એક ભાશાંણ કરેલ હતું તેમાં તે પેગમબર જરથોસત વીશે નીચે મુજબ બોલીયો હતો :—

ગાથા અશતુઅદ ઊપરથી હેવું માલમ પડેચ કે જરથોશત આપણી આગલ એક તદન અજાએબ તરાંહનો શખશ થાઇ ગયો છે અને પોતાનાં દેશની તવારીખનાં તખતા ઊપરજ નહી પણ આખી દુનીઆનાં મણુશ જાતની તવારીખમાં તેણે એક મોહોટું કાંમ બજાવેલ છે. તે કેહેચ કે તેહેને એક પેગમબર અથવા કાશદ દાખલ ખોદાએ આએ દુનીઆમાં શુધારો અને અગત કરીને ખેતીવાડી અને જીંદગાંનીની શથીર હાલતનું સુખ બખશવાને અને જેમ શરીરને તેમજ આતમાને ખરાબ કરનારી મુરતી પુજાનો નાશ કરવાને મોકલેઓ છે. તે કેહેચ કે હું હીઆં શચાઇ અને જીંદગીનો વધારો કરવાને, જુઠાં અને લબાડીનો નાશ કરવાને અને આખી દુનીઆમાં જીવતા ખોદામાં વીશવાશ બેશાડવાને અને માણુશ જાતને શરીરનું તેમજ જીવનું શુખ બખશવાને આવેઓ છું. આટલું ખરૂં છે કે તે જરથોસ્ત ખરેખર થાઇ ગએઓચ—તેહેની મતલબ અને નેમો ધરંમનુ તેમજ બદનનુ માણુશ જાતને શુખ આપવાની—માંણુશજાતથી બનવાને ઘણીજ મોહોટી હતી તેહેનાં કાંમો પાક અને ઊનચાં હતાં અને નેકી તથા શચાઇનો ચાહાનાર હતો—તેથી આપણે જરથોશતને આએ દુનીઆમાં થાઇ ગએલો શઊથી મોહોટો માણુશ અને માણુશજાતનો ખરોજ ભલુ કરનાર લેખવો જોઇએચ.

(ડાક્ટર મારટીન હાઉગ તા૦ ૩ જી જુન સને ૧૮૭૬ મા સ્વીતઝરલાંદના રાગાતઝ શેહેરમાં હવા ફેર બદલ કરવા જતાં મરણ પામીયો હતો.)

પેગંમબર જરથોસ્તે પોતે એકલે હાથે અથવા પોતાના શાગરેદો શાથે મલી અવસ્તાઓનાં માહાભારત પુસતકો રચેઆં હતાં તે વીશે, શમીર શેહેરનો યુનાની ફીલશુફ હરમીપસ જે ઇશવી શને પુરવે ૨૫૦ વરશોમાં થઈ ગયો છે, અને જે "એસ્તેનાસીસ નામના જરથોસતી દસતુરનો શાગરેદ હતો તેને જરથોસતી ધરમનાં પુસ્તકોની અથાગ શોધો કરીને એક શાંકલીઊં પાને શલોકમાં રચેલી બાબદોની તીપ ઉતારી હતી તેમાં જરથોસ્તે બનાવેલા ૨૦ લાખ બેત અથવા શલોક હતા એમ આપણને "પલેની" નામનો વખણાયલો રૂમી ફીલશુફ પોતાનાં પુસ્તકમાં જણાવી ગયો છે.

પેગમબર જરથોસત કહે રોજે અને કયાં સાલમાં મરણ પામીચા હતા તે વીશે કોઇ વીદવાંન ગરંથકારો જણાવી ગયા નથી પણ જરથોશતી ધરમને લગતા સારેસતાંન તથા દાદસતાંને દીની નામની કેતાબોમાં તે વીશે નીચે મુજબની વીગત આપી છે :—

જરથોસત પેગમબર રોજ ૧૧ મો ખોરસેદ યજદ અને માહા ૧૦ મો દેએ દાદાર અને પાદશાહા ગુસતાસપની પાદશાહીનુ વરસ ૬૮ મું હતું તે દને ગુજરેયા હતા, અને તે પેગમબર શાહેબનું મરણ એમ નીપજીયુ હતું કે પાદશાહ ગુશતાસ્પ એકવાર સીસતાંન શેહેરમાં પેહલવાંન જાલેજરને ઘેર મેહેમાંન દાખલ ગયો હતો, તે વેલા બલખમાં નવતર જોઇને ખુત

પરસત પાદશાહા તુરકી અરજાસપ કે જે ગુસતાસપનો તેમજ જરથોસતી દીનનો એક મોટો શતરૂ ગણાતો હતો તે એક ભારે લસકર લઇને બલખ શેહેર ઉપર ચહડી આવેઓ અને એક ભારે ખુનખાર લડાઇ થાઇ હતી. તે વેલા તુરકી અરજાસપનો એક સરદાર તુર બરાતુર નામનો હતો તેને, અશો પેગમબર જરથોસત જે એક આતશખાનામાં બેશીને ખોદાની બંદગી કરતા હતા તેયાં જાઇને તે પેગમબરને એક હથીયારનો જખમ કીધો તેથી તેનું મરણ નીપજીઉં. મરતી વેલા પોતાનાં હાથમાં જે એક ચમતકારી તશબી હતી તે પેલાં બદકાર સરદાર ઉપર જરથોસતે ફેંકી. તે અજમતી તશબીનાં ચમકાટથી પેલો સરદાર જમીન ઉપર પડી મરણ પામીયો હતો.

---

## ભાગ ૨ જો—જરથોસતી ધરમની તારીફમાં.

આગલા કદીમ ઇરાંનીઓ એકજ ખોદાને માંનનારા હતા તે વીશે તવારીખનો પીતા હીરોડોટસ જે ઇ. સ. પુરવે ૪૪૪ માં વરસમાં થઇ ગયો છે તે પોતાના પેહેલાં પુસતકના બાબ ૧૩૧ માં એમ જણાવી ગયો છે કે :–

મારી અજમાયેસ પરમાંણે ઇરાંનીઓ મુરતી, દેવસથાંનો અથવા દેહેડાંઓ બનાવતા નથી અને જે લોકો એ પરમાંણે કરે છે તેઓને ઇરાંનીઓ બેવકુફ કરી ગણે છે; કાંએ જે હું એમ ધારૂં છું કે જે પરમાણે યુનાની લોકો ખોદાને આદમીઓના જેવું રૂપ આપે છે તે પરમાણે એ ઇરાંનીઓનો એતેકાદ નથી. તેઓમાં પાહડોના મથાલાં સુધી ચહડવાની ટેવ હોએ છે, તેયાં તેઓ જુપીતર (અહુરમજદ) ની પરસતેસ કરેછે અને આખાં આશમાનના ઘેરાવનેબી તેઓ જુપીટર કરી કહે છે. તેઓ ખોરશેદ, માહાતાબ, ખાક, પાણી તથા આબો—આતશને ભોગ આપે છે.[1] પુરાતમ જમાનાથી તેઓ એ તતવોને બુજરગ કરી ગણતા આવયા છે.

વલી નામીચો વીદવાન "જીયોરજ રોલીનસન" કે જેણે હાલના વખતમાં "હીરોડોટસ" નાં પુસતકનો સઉથી સરસ તરજુમો કીધો છે અને જેણે ખીલારોકા હરફોની મદદથી તથા બીજી કેટલીક વાકેફગારીથી તે માહેલી ઘણીક બાબદોનો નોટ અને રીશાલાના આકારમાં ખુલાશો કીધો છે, તે ધણી પોતાના ગરંથનાં પેહેલાં પુસતકના પાંચમાં નીબંધમાં એવું કહી જાય છેકે:–

"ખીલારોકા હરફોની તપાસ કરતાં આગલા ઇરાંનીઓ તતવોની પુંજા કરતા હોય એવું માલમ પડતું નથી. માતર એટલુંજ શાબેત થાય છે કે તેઓ અહુરમજદનાં નામથી એક ખોદાની બંદગી કરતા હતા, અને "હીરોડોટસ" જે તેમના ધરમ વીશે ખરાબ મત આપી ગયોછે, તેનું સીધાંત એવું છે કે એ ગરંથકારના વખતમાં ઇરાંન મધેનાં ઘણાંક પરાંતોમાં જુદ દીનની કેટલીક ખરાબ રસમો દાખલ થયલી હતી, તે તે (હીરોડોટસ) ના જોવામાં આવી હતી, પણ શેહેરમાં અને પાદશાહની દરબારમાં કે જયાં ઇરાનીઓનો બાપીકો અને વગર બીગડેલો ધરમ ચાલતો હતો, તે વાતથી એ હીરોડોટસ તદન નાવાકેફ હતો.[2]

"સ્ત્રાબો" નામનો એક યુનાની ગરંથકાર કે જે ઇશુની પેહેલી સદીમાં થઇ ગયો છે, તેણે ઇરાંન દેશની પોતાની મુસાફરી સંબંધી ભુગોલને લગતું એક પુસતક બનાવેઉં હતું, તેમાં તેણે ઇરાંનીઓના ધરમ અને રેવાજો વીશે એમ લખેઉં છે કે:–

"ઇરાંની લોકોની રીતભાતો શુશીયન, મીડ તથા બીજા ઘણાક ટોલાંઓના જેવી હોય છે.

---

૧. હીરોડોટસનાં આ પાછલાં તોહોમત ભરેલાં લખાણને પલુટારક, ડીઆંન, સરીસોસટમ, અને લુશીયન નામના ગરંથકારો ખોટા પાડી ગયા છે.

૨. જીયોરજ રોલીનશનની માફક ડાકટર સટાનલી, મી૦ હાન કરવી, અને પરોફેસર ડાકટર હઇડે પણ પોતાનાં પુસતકમાં ખુલાશો કરીઓ છે.

અને તે વીશે ઘણા ખરા ગરંથકારો લખી ગયા છે તોપણ મારાં દાસતાંન સાથ મલતી આવે એવી કેટલીક બાબદો મને પોતાને જણાવેઆ વીના ચાલતી નથી. ઇરાંનીઓ દેવસથાન અથવા મુરતીઓ બનાવતા નથી, પણ આકાશને જુપીટર (ખોદા) ગણી, ઊંચી જગાપર જઇ તાંહાં તેઓ ભોગ આપે (જશનો કરે) છે, આતશ ઉપર છાલ વગરનાં સુકાં લાકડાં મુકી સલગાવેછે, અને તેને ફુક મારી રોશન કરતા નથી, પણ વીનાથી વીજનીને તેને રોશન કરે છે, જે લોકો બલતાંને ફુકથી બુજાવે છે, યા આતસ ઊપર હરએક મુરદાલ ચીજ (યાને નશા) અથવા નજીશાઇ નાખે છે, તેવોને તેઓ (ઇરાંનીઓ) કતલ કરે છે. આતશને તેઓ માન આપે છે. અને તેને મુરદાંની સાથ અડકાવતા નથી. ઇરાંનીઓ તથા આરમીનીયન લોકો ફકત જરથોસતી ધરમ પાલેછે અને તેઓ એકજ પરમેશવરને આતશનાં પાતરાંની સંનમુખ શર નમાવી ભજે છે તથા કીરીયા કરમ કરેછે.''

રોમના શેહનશાહ જુલીએન સાથે ઈ૦ સ૦ ૩૬૩ના વરસમાં સાસાનીઆન પાદશાહા શાપુર જુલકતફને ઇરાંનમાં લડાઇ થઈ તે વેલા આમીઆનસ મારસેલીનસ નામનો એક રૂમી ગરંથકાર રૂમી લશકરમાં હતો, તે પોતાના ૨૩) માં પુસતકના ૬) ઠા બાબમાં ઈરાંનીઓ અને તેઓના ધરમ વીશેની બાબદ લખતાં જણાવે છે કે :-

''માગી અથવા મેજાઈ (મોબેદ) લોકોના આ મુલકમાં યાને (ઇરાંનમાં) ફલવંત ઘેતરો છે. અતરે આ ટોલાનું અને તેમના અભીઆસ વીશેનું થોડુંક વીવેચન ઉપયોગી થઈ પડશે. ફીલસુફી મતો વીશે સરવેથી નામીચો લખનાર પલેતો (અફલાતુન) માગી યાને (માજદીઅસનાન લોકો) નો અરથ ''માખાજીસતીયા'' નામના ભેદી સબદથી કરે છે, એટલે કે એ ધરમ ઇશવરી શકતીઓની સરવેથી નીરમલ ભકતી યાને (ખોદાની બંદગી કરનારાનો થાય છે,) બાકતરીઆ યાને (બલખ) ના જરથોસતે આ ધરમના ગાનમાં ખાલદીઆન લોકોની છુપી કીરીયાઓ ઉપરથી ઘણા દુરના જમાનામાં ઘણી બાબદો ઉમેરી હતી, અને તેના યાને (જરથોસતના) પછી દરાયસનો બાપ હીસતાસપ જે એક ઘણો ડાહયો પાદશાહ હતો તેણે કેટલોક ઊમેરો કીધો હતો.''

ઉપલા ગરંથકારના વીચારની વીરૂધમાં, પરોફેસર ડાકટર ''યુજનવીલહેમ'' જરથોશતના સનેની તકરારમાં પોતે રચેલા એક રેસાલામાં એમ લખે છે કે ''આમીઆનસ મારસેલીનસ પોતાના ઇતીહાસમાં લખે છે કે—'જરથોસત બેકતેરીઅનનો રેહેવાસી હતો, અને તેણે પરાચીન કાલમાં ખાલદીઆન લોકોની ભેદી કીરીઆઓમાંથી પોતાની દીનમાં વધારો કીધો. એજ પર આણે દરાયસના પીતા હીસતાસપેબી કરયું હતું.'—આ સઘલું અવસતાના કાનુનને અનુસરતું નથી એ દેખીતું છે. અવસતામાંથી આપણે જાણીએ છીએ કે જરથોસત પોતાની આગાહી (યાને અવસતા) માટે અહુરમજદને એકલાને આભારી હતો. જે ફતવાઓ (અવસતા) માટે તે યાને (જરથોસત) વાએજ કરે છે તે ખોદાનાં વચન છે. તેમાંથી કાંઇ પણ કાહાડી નાખવાની અથવા પોતાની તરફથી તેમાં (અવસતામાં) કશો પણ વધારો કરવાની તેને (જરથોસતને) સતા નથી. અને જે પાદશાહ તેના (જરથોસતના) વખતમાં હતો, તેના સંબંધમાં પણ એમજ હોવું જોઇએ. આમીઆનસે આ બાબદમાં ઘણા શકમંદ સાધનો—ખાસું કરીને રોમના શેહન શાહતમાં ફેલાવો પામેલી ઝોરાસટર અને હીસતાસપની સામે બનાવત ભરી ચોપડીઓનો તેણે આધાર લીધેલો હતો એમ જણાએ છે.''

''ડાયોજીનીસ લેઅરસીયસ'' નામનો એક રૂમી ફીલસુફ કે જે ઇશુની બીજી શદીની આખેરીમાં થઇ ગયો છે તે પોતાના ''ફીલસુફોની જીંદગી'' એવે નામના પુસતકમાં પારસી

ઓનાં ધરમ અને રેવાજ તથા તેઓ મુરતી પુજાને ધીકારનાર છે, તે વીશેના હેવાલમાં એમ જણાવી ગયો છે કે :—

"મેજાઈ (મોબેદો) યજદ અમસાસપંદોની યાદ કરવામાં તથા યજશને કરી આરાધવામાં રોકાએલા રહે છે અને તેવો (મોબેદો) એમ સમજે છે કે ફરેસતાઓ માતરે હમારીજ આરાધના સાંભળે છે, આતસ તથા જમીન તથા પાણીને તેઓ ફરેસતાઓનું રૂપ આપીને તેઓની (ફરેસતાઓની) હઇઆતી તથા પેદાયસ વીશેની હકીકતો તેઓ (મોબેદો) લોકોને વાયજો કરી સમજાવે છે અને મુરતીઓની રસમને તેઓ ધીકારે છે. જે લોકો દેવતા યા મુરતીઓને મરદ તથા ઓરતનું રૂપ આપે છે તેમને તો તેવો બહુ ધીકારે છે. ઇનશાફની તેઓ કદર પીછાંણે છે, અને ગુજરેલાં રવાંનોનાં શરીરને આતસથી બાલવામાં મોટું પાપ કરી ગણે છે."

વલી "પારફરી" નામનો એક રૂમી ગરંથકાર પોતાના પુસતકમાં આગલા વખતના જરથોશતી ધરમગુરૂઓ પોતાના ધરમનો ફેલાવો કરવા માટે કેવી કોશેશો કરતા હતા તે બાબે એમ જણાવી જાએ છે કે:—

"મોબેદોનું કામ બીજાઓને પવીતર કરવાનું (યાને ખોદાઇ મારગ બતાવવાનું) હતું. તેઓ (મોબેદો) બુતપરસતી તોડવા અને અહોરમજદી ધરમ લોકોમાં (વાએજોથી) મશહુર કરવા માટે હમેસાં ગુટાએલા રહેતા હતા. અને કીરયા કામ કરવામાં પણ તેઓ પોતાનો વખત કહાડતા હતા.

"યુડોકશસસ" નામનો એક યુનાની મોટો ફીલસુફ જે એશીયા માઇનરમાં આવેલા "નાઇદાશ" નામનાં વખણાએલા શેહેરનો રેહેવાશી હતો તે ભુમીતી, ખગોળ વીદીઆ તથા હકીમાતના એલમોમાં તથા ધારા બાંધનાર તરીકેબી ઘણું માન મેલવી ગએો છે, અને તે ઇશવી શને પુરવે ૩૬૬ વરસમાં મરણ પામીઓ હતો તે ફીલસુફ જરથોસતી દીનની તારીફમાં પોતાના પુસતકમાં એક ઠેકાણે એમ જણાવી ગયો છે કે:—

"સઘલી જાતની ફીલસુફીઓમાં જરથોસતની દીન સઊથી ઘણી બુજરેગ તથા સઊથી ઘણી ફાએદેમંદ છે"

"પરોફેસર ડાકટર તામશ હાઇડ" નામનો એક અંગરેજ વીદવાન કે જે ઓકસફરડની પાઠશાલામાં હીબરૂ તથા આરબી ભાશાનો પરોફેસર હતો. તે વીદવાને શને ૧૬૮૦ માં વરસમાં ઇરાંનની મુસાફરી કરી આવીઆ પછે કદીમ ઇરાંની તથા પારથીયન અને મીડીયન ધરમ અને તવારીખ વીશે ઇ૦ શ૦ ૧૭૦૦ માં "રીલીજીઓનીસ વીટરમ પરશારમ" હેવે નામનું લાટીન ભાશામાં જરથોસતી ધરમને લગતું પેહેલ વેહેલું એક પુસતક ઇઊરોપખાતે છપાવી બાહાર પાડયું હતું, તેમાં તેને જરથોશતી ધરમની ઉતપનતી વીશે તથા આતશખાનાં, દોખમાંઓ, અને બીજી ધરમની જગાઓ અને કીરીઆઓનું વીગતવાર બયાંન કીધું છે, તેમાં માજદીયશની ધરમની ખોદાપરસતી વીશે તે એમ લખી ગયો છે કે:—

"ઇરાનીઓ જે વખતથી દુનીઆંની સપાટી ઉપર એક કોમ તરીકે ગણાવા લાગયા,, તીઆરથી તે આજ સુધી તેઓ એક ખરા ખોદાની પરશતેશ કરનારા, તોખમથી દીનદાર ખશલતના, મુરતી પુજાને ધીકારનારા અને ખોદાતાલાને એકજ તથા શરવે શકતીવાન શાહેબ કરી ગણનારાછે. જેમ આપણે ખરીસતીઓ પરમેશવરની સઘલી શકતીઓ પીછાનીએ છીએ તેમ તેઓ પણ પીછાણતા આવીઆ છે. અને તેઓએ પોતાનાં ધરમ પુસતકોમાં બનાવનાર, પેદાશ કરનાર, હકુમતનો કરનાર તથા નેગેહેબાનીનો રાખનાર, એવાં ખોદાતાલાને નામો આપયાં છે."

"મોશીઓ આંકુઇટીલ ડુપેરો" નામનો એક પરખયાત થઇ ગયલો ફરેંચ વીદવાંન જેનો જનમ શને ૧૭૩૧ માં પારીશખાતે થાયો હતો તે વીદવાન ગરહશથ જરથોસતી ધરમનો અભયાસ કરવા માટે ઇ૦ સ૦ ૧૭૫૭ માં શુરત શેહેરમાં આવેઓ હતો, અને તે વેલાના

દસતુર દારાબ (કુમાના દાદાદારૂ) આગલ જંદ તથા પેહેલવી ભાશાનો અભયાસ કરીને ઇશવી શને ૧૭૬૧ માં પાછો પોતાને વતન ગયો હતો, તેણે જંદ અવસતાનાં બે મોટાં પુસતકો તઇઆર કરી ઇ૦શ૦ ૧૭૭૧ માં ફરેંચ ભાશામાં છપાવી બાહાર પાડયાં હતાં, તેમાં જરથોશતી ધરમ ઉપર પોતાનું મત આપતાં તે લખી ગયો છે કે :—

"જરથોસતી ધરમ માણસોની અકલને મલતો છે. એ ધરમથી માણસ પોતાના પેદા કરનારને તથા તેની પેદા કીધેલી ચીજોને માન સાથ પીછાણે છે, તેથી બાપ અને બચ્ચાં, ખાવંદ અને ઓરત, રાજા અને પરજા તથા ગુરૂ અને ચેલો એવોનો એક બીજા ઉપર પયાર રહે છે, જેનું માન એ ધરમ લાવનાર (જરથોસત)ને ઘટે છે." (આ વીદવાન ઇસવી શને ૧૮૦૫ માં પારીસ શેહેરમાં મરણ પામીઓ હતો.)

"એડવરડ ગીબન" નામનો રોમ દેશની તવારીખ લખનાર નામીચો અંગરેજ વીદવાન પોતાના પેહેલાં પુસતકને સફે ૩૨૨ મે જરથોસતી ધરમની સતુતી કરતાં લખે છે કે :—

"જરથોસતના ધરમ પુસતકની ઓદાઇ વાતોની ખરી ખુબી પરકોંમ વાલાઓ આંધલા પણાથી શમજેલા છે. એવોજ નહીં પણ ખુદ એ જરથોશતના શાગરેદો માહેલા ઘણાકો જરથોશતની ખરી ખુબી પુરતી રીતે શમજવાને અશકત હતા. વલી ઘણા લોકો જરથોશતી ઓની બંદગી કરવાની દાનાઇ ભરેલી સફાઈથી અચરત પાંમતા હતા. હીરોડોટશ ઇરાનીઓ માટે લખેછે કે તેઓ દેહડાંને, કુરબાનને તથા પુતલાંને માનતા નથી, અને જે લોકો ખોદાને માણસ જાતથી પેદા થયેલો, તથા માણસ જાત સાથે સંબંધ રાખનારો શમજે છે, તેવો ની બેવકુફી તરફ તેવો હશે છે, ઉંચામાં ઉચા પાહાડોનાં મથાલાંને હોમ (જશન) કરવાની જગા તરીકે પસંદ કરેછે. તેમની મુખ્ય બંદગી ઇશવર શકતી અને ઇશવર પરાથનામાં શમાયછે, અને આ બંદગી જે મોટો પરવરદેગાર બેહેસતના મોટાં મેદાંનમાં રહે છે, તેની તરફ તે (ઇરાંની) ઓ કરે છે. એટલું લખવા પછે વલી "હીરોડોટશ" પોતે એકથી વધુ ખોદા છે એમ માનનાર હોવાથી, તે ઇરાંનીઓ ઉપર જમીન, પાણી, આતશ, પવન, સુરય અને ચંદરને માનવાનું તોહમત મેલે છે. પણ દરેક જમાનાના પારશીઓ આ તોહમત ખોટું પાડતા આવેઆ છે, અને તેમની શક ભરી બંદગી કરવાની રીત, કે જેથી એવાં તોહમતને કારણ મલેછે, તે રીત વીશે તેવો (દશતુરો) ખુલાશો કરી ગયા છે. મુલ તતવો તથા ઘણું કરીને આતશનાં નુર અને સુરય એ જરથોસતી ધરમનો કેબલો છે. તેઓ તેમને પવીતરમાં પવીતર નીશાનીઓ, સહુથી ઉમદા પેદાયસો તથા પરવરદેગારની શકતી અને કુદરતની ઘણી બલવંત હીંધાંનીઓ તરીકે શમજે છે."

નામાકીત ઈરાન દેશના મુસાફર "શર ઉલીયમ આઉશલીએ" ઇ૦શ૦ ૧૮૧૧ માં પોતાની ઇરાંન દેશના મુસાફરીના બે પુસતકો છપાવી બહાર પાડયાં છે. તેનાં પેહેલાં પુસતકમાં જરથોસતી ધરમ બાબે એ વીદવાંન ગરંથકાર લખે છે કે :—

"પારશીઓનો ધરમ સંબંધી જે માયાકુલ મત હું બાંધી ચુકયો છું, તે મત એ વાતથી મોતેબરી પકડતું ગયું છે કે એ ધરમ માતર નીતીનો મારગ દેખાડનારો છે, એટલુંજ નહીં મગર નેક ખશલતની ખરેખરી બુનીઆદી ધરાવનારો છે, જેથી એ ધરમ પાલનારા મરદો પરમાણીક તથા ઓરતો પરતીવરતા રેહે છે. પુરાતમ વખતના ઇરાનીઓ કોઇબી એવા લી દેવ દેવીને માટે પુતલાં અથવા બાવલાં ઉભાં કરતા ન હતા, અને પરશીપોલીશનાં બોહોલાં કોતર કામો તપાસતાં અજાયબી લાગેછે કે તેવો માહેથી એકબી મરદ કે ઓરતની સુરતીઓ મલી આવતી નથી. યુંનાનીઓની માફક તેવો (ઇરાનીઓ) એવું માનતા ન હતા કે દેવતાઓ માણસ રૂપમાં સંગારેલા હોય છે. તેવો તોમીડ તથા ઇલામાઇત લોકો હતા કે જેવોએ સાઇ-

રસના અમલ તલે બાબીલોનની સઘલી બનાવેલી મુરતીઓનો નાશ કીધો હતો.[1] આવા તેમણ નેઆગાનો હતા. અસલથીજ મારો મજબુત વીચાર એવો છે કે પારશીઓ ખોદા પરસત છે. તેઓ એક ખોદાને માનનારા તથા પુજનારા છે. એક જુના આપ્રીશ દશતાવેજમાં જરથોસતને માટે જણાવેલું છે કે 'આયર-ગીયડ-લમહ' યાને શુનેરી હાથવાલો, કે જે હાથે આકારી આતશ મેલવી તેને (જરથોસને) ફુલાવેઓ હતો."

શર જોન મલકમ નામના ઇરાન દેશની મુશાફરી કરનાર જાણીતા વીદવાને, શને ૧૮૧૫ માં પોતાની મુસાફરીના છપાવેલાં ૧ લાં પુસતકના બાબ ૭ માં જરથોસતના અવસતાની તારીફમાં લખેલ છે કે :—

જંદ અવસતામાં ઘણી ખરી જે બીનાઓ લખેલી છે, તે ઘણી ઉમદા અને નીતીથી ભરપુર છે, અને તે એવી છે કે તેથી ઉદયોગ અને નેકીમાં ઉમેરો થાયછે. જે ધરમ જરથોસતે શીખવેઓ, તેનાં મુખય ફરમાનો પવીતર અને ધરમવરી હતાં, તથા તેના ધરમમાં એક અમર અને સખાવત ભરેલા પરમેશવરનેજ પુજવાનું ફરમાવેલું છે. જરથોસતે એવું શીખવેલ હતું કે પરમેશવર હમેશગીથીજ જીવતોછે, તથા જમાનો અને જગા જેમ અપાર છે તેમજ તે પોતે ખુદ પણ છે. દુનીયાંમાં સારૂં અને માઠું એવાં બે મુલ તતવો છે, એવું જરથોશતે ખાતરીથી જણાવેલું છે. તે માંહેલા એકને તેણે અહોરમજદનું નામ આપેલું છે. બીજાનું નામ તેણે આહરેમનનું આપેલું છે, કે જે બુરાનો ઉપરી છે. સઉથી છેલો મોટો સુધારો અથવા બરાબર બોલતાં જરથોસતના અસલી ધરમ પરમાણેજ ચાલવાનું કામ પાછું શાશાંની વંશના મુલ પુરૂશ અરદેશર બાબેગાનના રાજયમાં જારી થયું, અને એના રાજમાં મુખીઅ મોબેદોએ ધરમની જે ક્રીઆઓ મુકરર કરી હતી તેજ પરમાણે હજુર સુધી એ ધરમ પાલનારાઓ ચાલે છે. તથા એ ધરમમાં પોતાનાં મા બાપો તથા જઈફ શખશોને માન આપવા તથા ભાઈબંધ તરીકે સઘલાં આદમીનાં ટોલાં ઉપર પરીતી દેખાડવાનું અને જાનવરો ઉપરભી દયાથી જોવાનું ફરમાન આપેલું છે.

"શર ઉલીયમ જોનસ" નામનો માહા કાબેલ વીદવાન દબેસતાન તથા દશાતીર નામની માહાભારત કેતાબો વીશે મુંબઈની એશીઆટીક સોસાયટી નામની મંડલી આગલ પોતાનું છઠી વારનું ભાશણ આપતી વેલા, ઇરાંનીઓના ધરમ અને રીતભાંત વ.શે જે શબુનો બોલીઓ હતો તેનો સાર નીચે મુજબનો છે:—

"જે રીતે મોહશનફાની લખી જાય છે, તેની સતા ઉપર આપણે ભરોશો રાખીએતો અસલી ઈરાનીઓનો ધરમ હેવો છે કે ("નીયુંટન" કહી ગયો છે તેમ) સરવે ધરમ કરતાં તે ધરમ ઘણો પુરાતમ છે. ઇરાંનીઓનો એવો એતેકાદ હતો કે મોટામાં મોટો એક ખોદા કે જેણે પોતાની કુદરતથી દુનીયાંને પેદા કીધી છે, અને તે પોતાની કુદરતના કાયદાથી નીત્ય રોજ ચલાવીઓ જાય છે, તેને માનવો, અને પાકીજેપણાંથી તે ખોદાની ધાસ્તી તથા ખાએશ તથા તેનીજ પરશતેશ કરવી, અને તેઓ માબાપ અને જઇફ લોકોને ફરજ માફક માન આપતા હતા, અને તમામ માણસ જાત લોકોમાં ભાઈબંધી રાખતા હતાં, તથા તેઓ રેહેમ નજર અને દયાવંતપણાંની ખાશીયત ધરાવતા હતા. તે એટલાં સુધી કે વગર વાચાવાલાં પરાણીઓ ઉપર પણ રેહેમદીલી રાખતા હતા, અને તેમનો એબાદત કરવાનો કાયદો

---

[1] જાનહેલન નામનો એક વીદવાન ગ્રંથકાર "એપીટોમ ઓફ ધી હીશટરી ઓફ ધી વરલડ" નામનાં પુસતકમાં ઈરાનીઓ બુતપરસતીને ધીકારતા હતા તે વીશે લખેછે કે :—"મોશર તથા બાબેલોન લોકોનાં ભયંકાર વેહેમીપણાંને ધીકારવા તથા તેવોની મુરતીના ટુકડે ટુકડા કરી નાશ કરવાને ઈરાની લોકો સદા તઈઆર રેહેતા હતા.

વલી દીન સતાનલી નાંમનો વીદવાંન પોતાનાં પુસતકમો જણાવે છે કે "એક ખોદાને ભજણારા ઈરાની પાદશાહ સાઈરસે બાબેલોન તથા એસીરીઅન લોકોનાં દેહેડાઓ તથા મુરતીઆને તારાજ કરી નાંખી હતી."

ઘણો નીર લ અને પવીતર હતો, તથા તે કાયદો હાલના જમાના સુધી નીભી રહેઓ છે, એ ઘણું અજાયબ જેવું છે. દબેસતાન કેતાબોમાંથી મને એવું માલમ પડે છે કે પાદશાહ હોશંગના વખતમાં ઇરાંન દેશમાં જે કંઇ એબાદત ચાલતી હતી, તે ઘણી નીરમલ હતી.

કરનલ હેનરી એશ આલકાટ, જે થીઓસોફીસટ સોસાયટી નામની મંડલીનો પરમુખ ગણાય છે, તેણે મુંબઇના પારશીઓની અરજ ઉપરથી જરથોશતી ધરમની મુલ મતલબ વીશે તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૮૨ ને દીને મુંબઇની ટાઉનહાલમાં કરેલાં ભાશણમાં તે બોલેઓ હતો કે :—

આજની બાબદ ઉપર પારશીઓની હજુર ભાશણ આપવાનું તમારૂં આમંતરન મેં મોટી શંકા શાથે કબુલ રાખીયું છે. ભાશણનો વીશય એટલોતો ઉતમ, તેનું વાચન એટલું તો કીમતી અને તેના વીભાગ એટલાતો સંખીઆબંધ છે કે કોઇબી હયાત માણસ તેને એકજ ભાશણમાં પુરતો ઇનસાફ આપી શકે નહી. મજદયશની ધરમના ગુપત અરથમાં આજ વરસો થયાં મેં જે કેટલીક ભાગ લીધોછે તેનેથી અતરે હાજર થયલા શીખેલા પારશી વીદીયારથીઓમાં માતર એક બેનેબી વાકેફ કરવામાં હું ફતેહ પાંમીશ તો હું ખરેજ ઘણો ખુશી થવશ. તમારો જુનો ધરમ જે જરથોશને ઇરાનના મુલકમાં જાહેર કીધો હતો, અને જેણે એક વેલા હીમાલય પરવતની પેલી બાજુની આખી દુનીયાંને ચકચકીત કરી નાંખી હતી, તેવો તમારો ધરમ હાલની વીદયાની છેલામાં છેલી શોધને અનુસરતો ઉતરે છે. તમારા ધરમનું સથલ સચાઇની ટોંચ ઉપર છે, તે ગેબી વીદયાનો જીવતો પાહાડ છે, કે જેની ઉપરથી માણસ જાતના આગલા વડીલો કે જેવો ભેદી વીદયાનું ગણેઆંન ધરાવતા હતા, તેવોએ સઘલા ધરમોની રચના કીધી છે, અને તે ધરમોએ સેંકડો ઓલાદોના વીચારો ઉપર અસર કરી છે, તથા તેમની ઉર્મીઓને ઉતેજન આપેલું છે. જરથોસને જે ધરમનો ઉપદેશ કીધો—પછી તે ધરમ જુનો કે નવો હતો—તે એટલો તો ઉમદા હતો કે પશચીમ તરફની ફીલસુફીની ગરીશ દેશની વડી પાઠશાલા ઉપર નહી ફાટી શકે એવી રીતે તેણે (જરથોસને) પોતાનો છાપ મારેલો છે. જરથોસતી ધરમ પરથમમાં અતીશય ઓદાઇ આશીયત ધરાવનારો હતો. એવો ખાલેશ ધરમ બીજો હું કોઇ જાણતો નથી, કે જેને ભેદી વીદયા જાણનારા વીદવાન તથા બાહોશ લોકોએ સરવેથી મોટી પદવી આપી છે. એવો ઉતમ ધરમ દેખાઇતી રીતે પડી ભાગીઓ છે. એ ધરમ બાહારની એવી કીરીયાઓથી ભરપુર છે કે જે સમજી શકાતી નથી. તે ધરમ એક વખતે પરકાશીત ખુબીઓના ભંડારથી ઘણો ભરપુર હતો, જે હાલમાં બખડી ગયો છે; એટલુ છતાંબી એ ધરમને તેનુ અસલ ખરૂં રૂપ પાછું આપી શકાય એમ છે. હજુર સુધી તેની રોશની પરકાશે છે. તમારા ધરમમાં જેટલી મકમ તથા પાયદાર સચાઈ ભેદ ભરેલાં રૂપમાં સમાયલી છે, એટલી બીજા કોઇબી ધરમમાં નથી, એવું તમો આગલ જાહેર કરવાને તમારા ટોલાના બે ચાર જણને મેં ઊશકેરીઆ હતા, પણ તેઓએ તે કામ હાથ ધરીઉં નહી. તેમાં મારી કશુર નથી.

"મી૦ ફરાંશીસ પવર કાબ" નામના એક કાબેલ વીદવાંને શને ૧૮૬૫ માં જરથોસતી ધરમ ઉપર એક રેશાલો લખેઓ છે, તેમાં એ વીદવાંન જણાવે છે કે :—

"જરથોસતી ધરમ સઘલા ધરમો કરતાં ઘણો પુરાંનો છે, એ ધરમની નીતીની અસરથી તેના પાલનારા ઇરાંનાઓ શકતીમાં અને દબદબામાં એટલાતો વધી ગયા હતા કે તેઓની બરોબરી કોઇ કરી શકતું ન હતું. અને એજ નીતીની અસર પાછલથી થોડી ઘણી યાહુદીઓને મલી, અને યાહુદીઓ ઉપરથી કરીસટીઅન પથંમાં દાખલ થઇ હતી. જરથોસતે લોકોને જે ધરમ શીખવેઓ હતો, તે ધરમ એકજ ખોદાને માનનારો હતો, પણ પાછલથી તે ધરમમાં બીગાડો

થયો હતો. જંદ અવસતાનાં પુસતકો માહેલી બાબદો જે તેનાં પુરાતમપણાંને લીધે, તથા ઘણી બુલંદ નીતીના એક ધરમને આગલ વધારવામાં તેઓએ જે ભાગ લીધો તેનૂ લીધે, એક દમ માનવાને લાયક છે. તે બાબદો પેહેલ વેહેલાં તો નાશીપાશી પેદા કરે એવી છે, પણ "વી હીતની" લખે છે તેમ અગરજો આપણા અસલી વીચારો અને ખેતીનો અભયાસ માગતા હોઇએ, યા ધરમ અથવા ફીલસુફી શીખવા માંગતા હોઇએ, અથવા શાહેરીના ખેયાલથી આપણાં દીલપર અસર કરવા ચાહાતા હોઇએ તો જંદ અવસતા મધેથી આપણી મતલબને લગતૂં ઘણું થોડું મલી આવશે. પણ એ પુસતકો શજીવન થયાં છે, તેની કીંમત એવી રીતે તપાસવી ન જોઇએ. માણસ જાતની શરૂઆતની તવારીખ વાંચવા તથા દુનીયાંને પીછાણવા માણસે કોશેશ કેમ ચલાવી, તે શોધી કાહડવા, આપણ એ પુસતક (અવસતા) ને પકડીએ છીએ બલકે આપણ એટલા સુધી કહી શકશું કે જે રોશનીઓ (અવસતાઓ) આ દુનીયાંમાં જનમેલા દરેક માણસને અજવાલું આપેછે, તેનાં પેહેલાં કીરણો જોવાને જે હમેશ લગીનો જાહેર થયલો ધરમ (જરથોસતી ધરમ) તે જેમ જેમ દીવશ ઉગતો જાયછે, તેમ તેમ વધુ પરકાશે છે, તેનાં બામદાદના કીરણ જોવા માટે આપણે એ પુસતકો (અવસતા) ને હાથમાં પકડીએ છીએ. હાલના પારશીઓ જેઓ સાઈરસ તથા દારાએશની આગલી શેહનશાહતનો બાકી રહેલો એક ભાગ છે તેઓના ધરમ કરતાં બીજી કોઇ પણ કોમનો ધરમ માન સાથ જોવાને તથા તેમના ધરમ સાસ્ત્ર ઉલટથી તપાસવાને વધારે હક ધરાવતો નથી. આવતી દુનીયા (હમેશગી) ની જીંદગીનું ધરમ તતવ જે જરથોસતનું ગણાય છે, અને જેનો સઘલો સાર જંદ અવસતામાંથી મલી આવે છે અને જે જંદને હમણાના પારશીઓ માને છે તે અતીશે મોતેબર વીચારનું ઠડે છે. જે કોમે આવતી દુનીયા વીશે આ પરમાણે વીચાર બાંધ્યો હોય તે કોમે અલબતાં જરૂર કરી નીતીની ગતીમાં ઘણો મોટો મરતબો હાંશલ કીધો હોવો જોઇએ. જરથોશતીઓને ભણવા ફરમાંવેલી બામદાદને વખતની સુંદર બંદગીઓમાં અહોરમજદથી આશરો મલવાની બંદગી કરી, પોતાની ઠેડવેલી ફરજ અદા કરવા બાદ તેઓ (જરથોસતીઓ) ને હુકમ ફરમાવેલો છે કે નીત્ય રોજ આ બુલંદ, અસરકારક, જાહેરનામું (યાને બંદગી) ગોખીઆ કરે, (યાને બંદગી કરીઆ કરે.)

યુનાઇટેડ ઇસ્ટ ઈંડીયા કંપનીની નોકરીમાંનો એક પાદરી "રેવરંડ હેનરી લારડ" કે જે સને ૧૬૧૫ થી તે સને ૧૬૨૩ સુધી સુરત મધે હતો તે પોતાનાં પુસતકમાં પારસીઓનાં ધરમ વીશે એમ લખે છે કે :—

"પારસીઓ એવું કહેછે કે કાંઇબી ચીજ પેદા થાઇ તેની આગમજ એખલો એક ખોદા કે જે સઘલી ચીજોનો બનાવનાર તેની હસતી હતી."

રેવરંડ એડવરડ ટેરી નાંમનો એક પાદરી સને ૧૬૧૭ માં હીંદુસથાંન તરફની મુસાફરી કરી ગયો હતો તે પોતાના પુસતકમાં સુરતનાં પારસીઓ તથા તેઓનાં ધરમ માટે એમ લખે છે કે :—

'તેઓ (પારસીઓ) આએ દેશના બીજા વતનીઓના જેવા પોશાગ પેહેરે છે, પણ બીજાઓની માફક પોતાના બાલ તદન બોરાવી નાખતા નથી પણ લાંમબી ડાઠી રાખે છે. તેઓ એકજ ખોદાને કે જેણે સરવે ચીજો બનાવી છે, અને જે સરવે ઉપર સરદારી ભોગવેછે તેને માને છે."

આલબરટ ડી માનડેલસો નામનો એક ફરેંચ મુશાફર સને ૧૬૩૮ માં હીંદુસાથાનની મુસાફરી વેલાનાં પોતાનાં પુસતકમાં ગુજરાતના પારસીઓનાં ધરમ સંબંધી લખે છે કે "પારસીઓ એકજ સરવ શકતીવાંન ખોદાને માનનાર છે, તેઓ આતશ જેવી પવીતર ચીજ બીજી

કોઇ ગણતા નથી, અને તેની તેઓ ઘણી જતન લે છે, કારણ કે તેઓના કહેવા મુજબ ઓદાઇ નુર બતાવવાને આતશ જેવું બીજું કાંઈ નથી, અને તેથી તેઓ એક બતી, અથવા ચેરાગને ફુક મારીને બુજાવતા નથી તથા આતશને બુજાવવા કદી પણ પાણી વાપડતા નથી, અગર કોઇનું ઘર આગથી બલી જાય તોબી તેપર પાણી નામતા નથી, પણ ધુલ અથવા માટી દાબી દીયે છે અને તેબી તેઓ ઘણું મુશીબત જેવું સમજે છે."

ઓવીગટનં નામનો એક મુસાફર ઈ૦ સને ૧૬૮૯ માં હીંદુસાથાનની મુસાફરી કરતો સુરતમાં આવેઓ હતો તે પોતાના પુસતકમાં પારસીઓના ધરમ માટે એમ લખે છે કે :—

"તેઓ ફકત એકજ ઓદાને માને છે, અને તેને સઘલી ચીજોનો પેદાનો કરનાર તરીકે ગણી દર મહીનાનો પેહેલો દીવસ તેની (ઓદાની) આરાધનામાં ગુજારે છે, અને એ સીવાય બીજા કેટલાક દાહાડાઓ (આતસના હમકારા) પણ જાહેર બંદગીને માંટે નેમેલા છે.

"કરસટન નીબર" નામનો એક મુસાફર કે જેણે આરબસથાંન તથા હીંદુસથાન મધે ઈ૦ સ૦ ૧૭૬૨ થી તે ૧૭૬૪ સુધી મુસાફરી કીધી હતી તે પારસીઓ માટે પોતાનાં પુસતકમાં એક ગમ એમ લખે છે કે :—

"મુંબઇ, શુરત અને તેની પાસેનાં શેહેરમાં અસલી ઇરાંનીઓનું એક સંસથાન છે જેઓ અગીયારમી સદીની વાત ઉપર જયારે આરબોએ તેમનો સવદેશ જીતયો તયારના હીંદુસથાનમાં આવી વસયા છે, તેઓને પારસી કરી કહે છે, તેઓ ભલા, નરમ અને ઉદયોગી તેમજ પોત પોતામાં સુલેહ સંપથી રેહેનાર છે તથા પોતાની કોમના ગરીબોને હમેશાં મદદ કરનારા છે, કે જેથી તેઓ બીજી ગનેયાતના લોકો પાસે ભીખ માંગે નહીં. પારસીઓ એટલે જરથોસતનો ધરમ પાલનારાઓ, જેઓ એકજ સરવ સકતીવાંન તથા અમર ઓદાતાલાને માનેછે."

"પરોફેસર યુજીન બરનુફ" નામનો એક નામીચો ફરેંચ વીદવાંન કે જે ફરાંનસની પાદશાહી પાઠસાળાનો પરોફેસર હતો તેણે જરથોસતી ધરમની ખુબી બાબે તેમજ અવસતા માંહેલી નીતી વીશે પોતાના કોમન તેરી શુરલ ઇએસના નામનાં સને ૧૮૩૩ માં છપાવેલાં પુશતકમે પારસીઓ જે યસતમાં ઓદાની બંદગી કરેછે તેની શું ખુબી છે અને તેવી બંદગી કરવાથી તેહેની અસર કેહવી પોહોચે છે તે ઉપર પોતાનું મત જણાવતાં લખે છે કે :—

"આ જગાએ બતલાવવાનું મારૂં કામ નથી કે એક કાયદે (અવસતા) જે આપણા જાતી ભલા ગુણોને વધારવામેં મદદ કરે અને માંણસો ઉપર જે મોટી અગત દાખલ ફરજ નાંખે કે બદીનાં મુલ શાથે શદા લડીયા કરવું તેની અસર એશીયાનાં (ઇરાંની) લોકો જેઓએ જુદે જુદે વખતે તે (કાએદો) એખતીયાર કીધો હતો તેઓમાં (ઇરાંનીઓમાં) કેહવી થઈ હશે! તોપણ આટલું તો કેહવાઇ સકાય છે કે જે લખાંણ (અવસતા) મરદાનગીને મલતું તેમજ ધરમને પણ લગતું જે ઘણીખરી યસતોમાં જોવામાં આવે છે તે એવીતો શુર ભરી એબારતમાં લખીયામાં આવીઊછે કે અશલી તવારીખને આપણુ કબુલ રાખીએ તો સાઇરસની શેહેનશાહત જે છેક ઉનચી ચઢી ગઈ હતી તે વેલાની મરદોની મન શકતીને તે (અવસતાઓ) ની અસર પોહચીઆ વીના રહી નહી હસે."

"ચાઈનીજ રીપોજીટરી" નામના એક અંગરેજી માસીક ચોપાનીયાંના સને ૧૮૪૨ ના ડીસમબર માસના આંકમાં જરથોસતી ધરમ વીશે એક લખાંણ કરવામાં આવીઊ છે તેમાં જરથોસતીઓ એક ઓદાને માને છે તેની સમજણમાં એમ ઓલાશો આપે છે કે:—

"પારસીઓના ધરમને માજદીયસની અથવા યજદાંપરસતી કરી કહેછે અને તેનો અરથ "ઓદાપરસતી દીનનો" કરી થાએછે. "મજદ તથા યજદ" એ શબદોનો અરથ "ઇસ્વર" નો થાય છે તથા "ઇયસની" નો અરથ બંદગી-આરાધના કરવાનો થાએછે. મોટી બંદગી

કરતી વેલા એ નુરી ચીજો (આતસ અથવા સુરીય)ની તરફ જરથોસ્તીઓ પોતાનું મોહડું કરેછે કાંય કે તે અનદીઠ ઇસવરની દેખાઈતી નીશાન છે. તેઓ દર રોજ પોતાનાં આતશ કદેહોમાં જાયછે, તયાં વાયેજો થતી નથી પણ સઘલા પોતાની બંદગી કરે છે. તેવોના આતશ કદેહોમાં તેઓ આતશને પાક અને પવીતર કરી મોહોટી જાલવણીથી રાખે છે અને તે બાબેની કીરીયાઓ ઊપર તેઓ (મોબેદો) ઘણું ધચાંન આપે છે.

"પરોફેશર મોનીયર વીલીયમ" નામના એક જાણીતા કાબેલ વીદવાને "નાઈનટીનથ સેનચરી" નામનાં અંગરેજી મારીક ચોપાંનીયાંમાં જરથોસતીઓ વીશે એક બાબદ લખતાં જણાવીયું છે કે :—

"પારસીઓનું પવીતર વતન ઈરાન અને તેવોનો ધરમ જે એક વેલા ઇરાંનના ગંજાવર વીસતારમાં ફેલાયો હતો, અને તે સઘલી ઇરાની પરજાનો ધરમ હતો તેના તે (જરથોસતી) ઓ મુઠીભર હઇયાત સખસો રહેલા છે, તેવો હીંદુની મુરતી પુંજાને પસંદ કરતા નથી તથા લાકડ અને પથરના દેવોને માનતા નથી. પારસીઓ જાતે ચાલાક અને ઉલટમંદ છે, તથા અંગરેજી કેલવણી અને સુધારાનો તેવોપર ઘણી સારી અસર થઈ છે. હીંદુ તથા મુસલમાનો કરતાં તેવો વધુ આગલ વધેલા છે. તેમના ધરમની પરજોમાં સખાવત પેહેલી છે. આખી કોમમાં એકબી ભીખારી જડશે નહીં. હવે પછી પારશીઓ ઘણા વધી મોટી સંખયાના થાય, એવી સરવે કોઇને ઇછા છે."

"મી० બલાકવાલ" નામના એક વીદવાન ગરંથકારે દુનયાંના જુદાજુદા ધરમની ઓલ કરી તેનો એક ગરંથ બનાવેઓ છે તેમાં આગલા ઇરાંનીઓ એકલા એકજ ખોદાની પરસતેસત કરતા હતા તે વીશે લખે છે કે:—

"ઈરાંનીઓ બુત પરસત નહી હતા, તેવો એક ખોદાને માનતા હતા તથા તેને સઘલી ચીજોનો પેદાનો કરનાર કરી ગણતા હતા. અને તેઓ ખોદાની બંદગી કરતી વેલા આતશને માતરે ખોદાની નીશાંની તરીકે ગણતા હતા."

"પુરીબી શાલાવરતી" નામના એક વીદવાને પોતે બનાવેલી "ફીલોસોફીક" અથવા "મેજીક" નામની કેતાબને સફે ૧૯૧—૧૯૨ માં જણાવેલું છે કે :—

"બુતપારસતી લોકોના ધરમો કરતાં જરથોશતી ધરમ સરવેથી ઉમદા છે, કારણ કે એ (જરથોસતી) ઓ ખોદાને માનનારા છે, અને ખોદાની પેદા કીધેલી નુરીચીજો—શુરજ અને ચંદર તરફ માનની નજરથી જોનારા છે."

નામીચો વીદવાન "જીયોરજ રાલીનશન" પોતાના પુસતકમાં લખે છે કે:—

"તમામ નીતીનો જમાવ ભલી મનશની, ભલી ગવશની તથા ભલી કુનશનીમાં જરથોસતે સમાવેલો છે તે ઉપર વીચાર કરવાથી એ ધરમની ભલી નેમ વીશે આપણી ખાતરી થાય છે. માણસને ગોયા આ દુનીયાંની બેહેતરીને કીજે અને આ દુનીયાં ગોયા માણસના ઉપયોગને કીજે બનાવી છે, એવો જરથોસતી ધરમનો કોલ છે. જરથોસતી ધરમ અસલમાં ઘણો પવીતર હતો પણ પાછલથી મીડીયન લોકોની સંગતમાં એ ધરમ પાલનારાઓ વસવાથી કેટલીક નાપસંદ બાબદો આમેજ થઇ હશે હેવું લાગે છે.

"પરોફેસર ડાકટર એડોલફ રાપ" નામનો એક કાબેલ જરમન વીદવાંન કે જે જરથોસતી ધરમનો એક અભયાશી છે, તેણે "ઇરાનીઓનો ધરમ અને રેવાજો" વીશેનું એક પુસતક બનાવીઉં છે, તેમાં તે લખે છે કે :—

"આપણા લખાંણોના આધાર ઉપરથી આપણ એવું નકી કરીએ છે કે ઇરાનીઓની શેહેનશાહતની શરુઆતમાં એ લોકોનો હોરમજદી ધરમ ખરેખરો પોતાની ચઢતી હાલતમાં

આવીયો હતો, તેમજ જે વેલાએ એ શેહેનશાહત પડી ભાગી તેજ સાથે એ હોરમજદી ધરમનીબી પડતી થઈ હતી."

"પરોફેસર ડાકટર 'ગાઈગર' નામનો જરમન વીદવાંન કે જે જરથોસતી ધરમનો એક અભયાશી ગણાય છે, તે લખે છે કે :—

"જરથોસતનો ધરમ સુધારાનો ધરમ હતો, એ ધરમ પોતાની મેલેજ બેમાલુમ ઉગી નીકલેલો ન હતો, પણ ગુમરાહી ઉપર સુધારો કરી રચાયલો હતો."

"મી૦ આરથર હેનરી બલીક" નામના એક કામેલ અંગરેજ વીદવાંને અવસતાના જરમન તરજુમા ઉપરથી અંગરેજીમાં તરજુમો કરયો છે તે પોતાનાં પુસતકમાં જરથોસતી ધરમ બાબે મત આપતાં જણાવે છે કે :—

"મજદયસનાંન ધરમ કે જેણે યાહુદીઓની સેંકડો વરસ અગાઉ રૂહનું અમરગપણું અને પેલી જાંહાંનના બદલા બાબે શીખાડયું હતું, અને જે ધરમે ખરીસતી ધરમની હજારો વરસ અગાઉ જાહેર કરયું હતું કે માણસ જાતે બોલવામાં, કરવામાં તેમજ વીચારવામાં અશો રેહેવું (યાને સાચું મન રાખવું) જોઇએ, અને ગુનાહનો બદલો વલવાની અગાઉ પસતાવું જોઇએછે. તે ધરમના માનનારાઓને બેકદરપણાંથી જાનવરોને વટીક મારવાની મના ફરમાવેલી છે, અને તેબી જે વેલા ફરેંચ અને અંગરેજોના વડવાઓ પોતાના દેવતાઓને માણસોનો ભોગ આપતા હતા તેવે વખતે; તયારે તો આવો અશો બુજરોગ ધરમ આખી સુધરેલી દુનીયાંમાં માન પામનારો છે, કે જેને માટે પારસીઓએ મગરૂર રેહેવું જોઇએ છે."

"ધી ફોરનહાલ મેગેઝીન" નામના લનડન શેહેરમાં નીકલતાં ચોપાંનીયાંના ઇ૦ શ૦ ૧૮૮૩ ના અકટોબરના અંકમાં જરથોશતી ધરમ અને તવારીખને લગતું જે લખાણ કરવામાં આવીયું છે તેમાં લખે છે કે :—

"પારશીઓના ધરમ, રેવાજ અને તવારીખને લગતું ગ્નાન બહુ ધીયાંન આપવા જોગ છે. પારશી ધરમ દુનીયાંમાં બહુજ જુનો છે, અને હાલમાં તે ધરમ પાલનારા માતર મુઠ્ઠીભર છે, તોપણ અસલના વખતમાં એ ધરમ આખી સુધરેલી દુનીયાંનો ગણાતો હતો. મેરથાનની લડાઇમાં અસલના ઈરાંનીઓ અથવા હાલના પારશીઓના વડવાઓ જો ઉલથાપ ખાઇ મારીયા ગયા ન હતે તો યુરોપ અને બીજા દેશોમાં ખરીસ્ટી ધરમ પેવશ થવાની સેંકડો વરશ અગાઉ જરથોશતી ધરમ ઘણે ઠેકાંણે દાખલ થઇ ગયો હોતે."

મોશીઓ એડમંડ "પલાચટ" નામનાં એક ફરેંચમેને "રીવયુ ડી ડુ મોનેદ" નામનાં પતરમો પારસીઓ અને તેમના ધરમ વીશે લખતાં જણાવેલુછે કે :—

જરથોસતનો ધરમ કંઇજ નહી પણ ખોદાની હસતી, તેનું બલ, માંણસ જાતની સંભાલ કરવાની, તેની ખુબી અને તે ઉપરાંત આતશને એક કેબલા તરાકે માન આપવાનુ શીખવેછે. બુરાઇનાં તતવ અને બુરાઇને ઉતપંત કરનાર આહરેમનને ધીકારવાને તે ધરમ ફરમાંવે છે. આ વીચારો સરવે ધરમને મલતા છે પણ એક ચીજ એવી છે, જે બીજે કેંડે જણાતા નથી. જરથોસત શીખવે છે કે આખી દુનયા એક ખોદાને માનનાર થાય, તેની ઘણો વખત અગાઉ આહરેમન યાને બદીનુ મુલ નાશ પામશે. આ એક દીલાશા ભરેલુ ફરમાંન છે અને તે પારસીઓના પવીતર આતમાંના નયાય વીશે ઘણો ચલકતો વીચાર આપે છે.

"એડનબરો રીવીઉ" નામના એક અંગરેજી ચોપાંનીયાંના અકટોબર ૧૮૮૫ ના આંકમાં "ઈરાંનના અસલી રહેવાસીઓ" એવી આરટીકલમાં પારસીઓ એકજ ખોદાને માનનારા છે તે વીશે લખે છે કે "પારસીઓનો ધરમ એકજ ખોદાને માનવાનો છે પણ એ લોકો ઘણા ધરમવાલાઓ શાથે ભેલાવાને લીધે કેટલીક રીતે ગુચવાઇ ગયાછે."

સર રીચરડ ટેમપલ નામના મુંબઈના આગલા ગવરનરે ઇશવી શને ૧૮૭૮ માં ટાઉન હાલમાં પારસીઓ માટે કરેલાં ભાશાણ વેલા જરથોસતી ધરમની કેટલીક ખુબીઓ વીશે જે કહી સમજાવીઉં હતું તેમાં તે એમ બોલીઓ હતો કેઃ—

"તમો લોકો ધરમની જાલવણી માટે તમારૂં વતન તજી આવેઆ છો કે જે ધરમનાં કેટલાંક ફરમાનો હમો ખ્રસતીઓ વટીક ઘણી સારી રીતે શમજીએ છીએ, કેમકે એ ધરમે સરવથી ઊમદા એ સીખવેઉં છે કે માંણસોએ મરણ પામવા પછી પાછા ઉઠવાનું છે, અને આ જીંદગીમાં જે કંઇ સારાં કે માઠાં કામ થયાં હોએ તેનો ખોદાની હજુર હીશાબ આપવો છે. એવા એક મોતેબર ધરમને માટે તમારા વડવાઓ આરબો સાથે હીમતથી લડયા હતા.

મી૦ ઊવીલીયમ સમીથ એલ. એલ. ડી. નામના વીદવાંને પોતાની "ડીકસનરી આવ ગરીક એનડ રોમન જીઓગરાફી"માં જરથોસતનાં કદીમ અવસતાઓ બાબે જણાવેઉં છે કેઃ—

"જરથોસતે જણાવેલી ખરેખરી અગમચેતીઓ (અવસતાઓ)નો મોહોટો સંગરહ હજુર લગીન જાણીતો ચાલુજ રેહેલો છે. હાલના વખતમાં એ પુરાતમ ભવીશવાંણીઓ (અવસતાઓ)ને જો બનાવતભરી ગણવા કસીબી તકરાર ચલાવીએ તો તેને વીદવાન લોકો ખચીતજ હસી નાખે."

બેલજીઅમના "વરસેલેશ" નામના શેહેર મધેના એક વીદવાંન ખરીસતી ધરમગુરૂએ "કમપેરેટીવ માઇથાલાજી" નામનાં ફરેંચ ભાશામાં નીકલતાં ચોપાનીયાનાં શને ૧૮૮૫ ના ડીસેમબરનાં અંકમાં જરથોસતી ધરમ તથા અવસતાની તારીફમાં એમ લખેઉં છે કેઃ—

"જરથોસતીઓના અવસતા ભાશાનાં તમાંમ લખાણો અતીશય ઊમદા નીતી તથા શીલશુધી ભરેલાં છે."

ડાકટર ઇ. ડબલીયુ વેશત નામનો કાબેલ જરમન વીદવાન, કે જે જરથોસતી ધરમ પુસતકનો તથા પેહેલવી ભાશાનો ઉસતાદ તરીકે ગણાયછે, તે પોતાનાં એક પુસતકના દીબાચામાં અવસતા અને જરથોસતી ધરમ ઉપર વીચાર આપતાં લખે છે કેઃ—

"જો કે પારશીઓનાં ધરમ પુસતકોનાં મુખ્ય તતવોને લગતી હકીકતથી વાકેફ થવાને માટે આપણે અવસતામાં જોવું જોઇએછે, તોપણ આ પુરાતમ ધરમ કે જે પોતાને માજદીયસની લોકોના પાકીજેહ ધરમના ખેતાબથી મજબુતી સાથે ઓલખાવે છે, અને તેના પાલનારાઓ બેહેદીનાન યાને બેહેતર દીનનાં લોકો કરી કહેવાય છે, તે ધરમની કદીમ તવારીખ, ક્રીરીયાઓ અને રેવાજોને લગતું ઘણુંખરૂં વીગતવાર બયાંન શમજવાને આપણે પેહેલવી ભાશાનાં પુસતકોમાંજ શોધ કરવી જોઇએ."

પરોફેસર એમીલેજે ડી દીલોન નામનો એક રસીયન વીદવાન કે જે રસીયાની પાદશાહી પાઠશાલાનો એક પરોફેસર છે, તેણે વંદીદાદ ઉપર એક નીબંધ રસીયાન ભાશામાં લખેઓછે; જેને માટે તે એમ ખોલાસો કરે છે કેઃ—

"અવસતામાં ગુનાહો માટે સજાના જે ફરમાંનો જણાવેલાં છે તે ઘણાક યુરોપીયનો આપણને સમજાવા માંગે છે તે કરતાં ઘણા વધારે માંણસાઇપણાને છાજતાં છે એમ હું એમાં સાબેત કરૂંછું. સપેનત મઇનયુસ અને અંગરો મઇનયુસ નામના બંને મીનોઓના મુલની મેં એમા તપાસ કરી છે અને એ બંને મીનોઓને લગતાં ફરમાંન ધરમ સંબંધી આચરણ ઉપર અને ધરમના આચરણથી તે ફરમાંન ઉપર કેવી અસર થાય છે તે બાબત હું તકરાર કરૂં છું. દુનયાંનો સરવેથી પુરાતમ મહજબ (માજદીયસની ધરમ) કે જે મહજબ માટે હું અતીશે મોટું માન ધરાઉં છું તે મહજબના ઉપાધીયા તરફથી મને જે એક પાતર અને એક પુસતક મલીઉં છે તેને હું ઘણીજ કીમતી યાદદાસત તરીકે લેખુંછું અને મારા અભયાસીઓમાં અ-

વસતાના અભયાસ માટે પયાર ઉશકેરવાની અને તે માનવંતાં પુસતક (અવસતા)ની ખરી સમજ વીશે થોડી રોશની આપવાની મારી કોશેશો માટે તેને હું એક પુરતો બદલો લેખું છું.

"લોરડ બીશપ્ મયુરીન" નામનો મુંબઇનો આગલો રોમન કેથોલીક પંથનો વડો ધરમ ગુરૂ, જેણે 'ઝોરાસટર એનડ ક્રાઇસ્ટ' એવે નામે એક રીશાલો લખેઓ છે, તેમાં એ ધરમ ગુરૂએ જરથોસતી ધરમને શરવે એરીયન ધરમ કરતાં ઉંચો ગણી જણાવેઉ કે :—

"અસલી આરીય ધરમ, જેણે ખોદા વીશેના પોતાના વીચારો, સબકો અને રૂપો રોશની અને આતશ ઉપરથી લીધા છે, તે ધરમ અસલી "સેમેટીક" અને "આમાઇટ" લોકોના કુદરતી વસતુઓને માનવાના ધરમ કરતાં ઘણો ચઢતો છે. તેમજ વલી એ આરીય ધરમ ખાલદીયન અને એસીરીયન તથા ઇજીપશીયન અને ફીજીયન લોકોના ધરમ કરતાં પણ ચઢતો છે. જરથોશતી ધરમ એ બીજા ધરમોની એક મુખ્ય શાખા છે, માટે તે સઘલા ધરમો કરતાં એ ધરમ ચઢયાતોજ હોવો જોઇએ"

"લનડન રીવીઉ" ના અધીપતીએ શને ૧૮૬૫ માં અવસતાના અંગરેજીમાં થયલા તરજુમા ઉપર મત આપતાં લખેઉં છે કે :—

"આ આખી પોથી (અવસતા) માં અશોઈ (સચાઇ) થી જીંદગી ગુજારવાની મોટી અગતીઅની તાકીદ ફરમાવેલી છે. માણસને જનમીઆ પછી અશોઇથી રેહેવું એ ઉમદા ચીજ છે, એવું તે (અવસતા) માં ખંતીથી જણાવેલું છે. જયાં સુધી પારસીઓ તે માહેલાં ફરમાંનોની ખુબી પરમાણે ચાલશે તેઆં સુધી તેઓએ મેલવેલી કીરતી સચવાશે, એમ મનાય છે. તે સાથ તેઓ (જરથોસતીઓ) ના ધરમને માન મલવાનો વાજબી દાવો જે અંગરેજી રાજયની બીજી પરજા (ખરીસતી સીવાય) ને મલી ન શકે તે તેઓને (જરથોસતીઓને) મલશે."

પારસીઓ તથા તેઓના ધરમને લગતી એક બાબદ લંડન ટાઇમસ નામના પતરનાં તા૦ ૨૫ મી ડીસેમબર ૧૮૬૭ ના આંકમાં છપાઇ છે જેમાં જણાવેઉં છે કે—

આખી દુનીઆંની વસતીમાં બરાંહમનો અથવા હીંદુઓની વસતી હાલના જમાના શુધી સેંકડે ૧૩) ટકાની ગણેઆમાં આવે છે અને "બુધ" ધરમ પાલનારાઓની વસતી સેંકડે ૩૧) ટકાની ગણાય છે તેઆરે એ પારસીઓ અથવા જેઓને ગેરવાજબી રીતે આતશપરસતોબી કેહે છે તેઓની વસતીની ગણતરી માતર ૧૦૦૦૦૦) એક લાખ શુધીનીજ આવી અતકી છે ઇઆને આખી દુનીઆંમાં આજ એટલાજ પારસીઓ બાકી રેહેલા છે. પણ જો "મારાથંન" અને સાલેમીસની" મોટી લડાઇઓમાં ઈરાંનના આગલા પારસીઓના પાદશાહોની હાર નહીં થાઈ હતેતો પારસીઓની "હોરમજદી" દીન અથવા ઇઅજદાં પરસતી આજ આખી પુરથવીનાં તમામ સુધરેલા મુલકોમાં ફેલાઇ ચુકી હતે ઈઆને દુનીઆંના તમામ શુધરેલા ટોલાઓમાં એ પારસીઓનો ધરમ પાએદાર થયો હતે. પાછલા જમાનાંમાં જેઆરે "સાસાનીઅન" ટોલાના પાદશાહોના અમલમાં પારસીઓનો ધરમ અને પાદશાહી પાછી સજીવન થાઇ હતી તેઆરેબી "કરીસતીઆંનીતી" યાને જીજસ ક્રાઈસટનો ધરમ કસી રીતે તેવો ઉપર ગાલેબ થાઇ સકેઓ નહી હતો. પારસી લોકો આતશની પરેશતેશ કરે છે એવું તેવો કબુલ રાખતા નથી પણ બંદગી કરતી વખતે એક નુરાંની ચીજની સંનમુખ ઉભા રેહવાને તેવોને ફરમાવેઆમાં આવીજ છે એવું માને છે. પારશીઓનો ધરમ અથવા ધરમ પોથીનાં લેખો ઘણું કઠણ સમજાએ છે. પારસીઓ માતર એકજ ખોદાને માને છે અને એકની બંદગી કરે છે. પારસીઓના ધરમની મુલ નીતી તરણ ચીજો ઉપર છે—તેમાં પેહેલું "સારૂં વીચારવું, બીજું સારૂં બોલવું અને તરીજું સારૂં કરવું." બદીના બદલામાં સજા થસે અને નેકીનાં

બદલામાં ખુબીજ હાંશલ થસે એવું એકીન પારશીઓ ધરાવે છે અને ગુનાહની માફી મેલવવાનો આધાર તે ખોદાનીજ મેહરબાંની ઉપર રાખે છે. પારસી લોકો પોતાની દીનપર ઘણાંજ ચુસત રેહે છે અને તેથી તેવો ખરીસટી ધરમમાં કે મુસલમાની ધરમમાં કે હીંદુના ધરમમાં કોઈ કદાચજ વટલે છે. એનો સબબ એવો દીસે છે કે એ લોકોના પોતાનાજ ધરમનો ખુબી ભરેલો સારાંઉસ હોઆને લીધે—તથા તેઓના ધરમનીબી ઘણીજ પાકીજે નીતીઓને લીધે-તેમજ ઘણા પુરાતમ જમાનાથી એ ધરમ મોટી કીરતી સાથે ચાલતો આવેઓ છે તેને લીધે-તથા એ પારસીઓ પોતાના આગલા વડવાઓના વીચારો તરફ માન ભરી નજરથી જોતા રેહ છે તેને લીધે તેઓ કોઇ બીજા ધરમમાં એકાએક વટલી જતા નથી એવું સમજાયછે.

જરથોસતીઓને કેટલાક મુશલમાંન ગરંથકારો અદેખાઈ અને ધીકારના સબબોથી "ગબર" એટલે ખોદાને નહી માનનારા અથવા દુરવંદો કરી લખી ગયા છે, તે શુમેદોના રદીઆમાં સર આઇશાક નીયુંટન નામનો નામીચો અંગરેજ ફીલસુફ પોતાના "કરોનોલોજી ઓફ ધી પરશીયનસ" નામનાં પુસતકમા જણાવે છે કે :—

"જે ધરમમાં માતર એકજ ખોદાને માને અને પુતલાં પુંજે નહીં તેવો ધરમ માનનારા તથા તેવોના ઉપાસીઆઓને "ગબર" નો ખેતાબ લખે છે પણ બીજાં જુદદીનોના ધરમમાં જે વેહેમ બેશી ગયો છે તે સાથ સરખાવતાં પારસીઓના ધરમને "ફીલસુફી ધરમ" નું નામ આપવું જોઇએ છે."

એજ મુજબ મોનશીઓ હીસાવાલી નામનો એક ફરેંચ વીદવાન પોતાનાં પુસતકમાં ઉપલા "ગબર" બોલ વીશે હેવો જવાબ આપે છે કે :—

"પારશીઓને 'ગબર' કહેવાયજ નહી, કેમકે તેનો અરથ—"ઇનફીડલ" અથવા એથીસ અથવા બીન મહજબ યાને વગર દીનવાલો કરી થાય છે, પણ આ (જરથોસતી) ઓતો ઇરાંનમાં બેહેદીનોને નામે ઓલખાય છે, કે જેનો અરથ "ભલી દીનનો" કરી થાય છે."

એક યુરોપીઅન વીદવાંને અવસતા વીશે આપેલા વીચારઃ—

"અવસતાની નાહાની કેતાબમાં જરથોસતીઓની નીતીને લગતી અને સવદેશાભીમાની જીંદગી વીશે આવેલું છે. પણ તે નાહાની ચોપડી જે તમારે મનસે એક જુની ધરમપોથી લેખે ગણાય છે, તે અમારે મનશે તો એક ઘણીજ ઉપયોગી છે. અસલી કેઆની ઇરાંનીઓની જીંદગીનો પુરણ વરતાંત તેમાં આવેલો છે તેથી અમારે મનસેતો તે એક સઊથી સરસ, પુરણ અને ખુલ્લા સાક્ષી દાખલ તે પુસતક ઉપયોગી છે. અવસતાનું ઇતીહાસીક વરણન, અને વીદ્યારથીની નજરમાં આવતી અગતયની બાબદો વીશે માતર મેં તમને કયુંછે. પણ દરેક ધરમવાલો એક અગતનો સવાલ પુછે છે તે એ કે તેનો ધરમ કેટલો પંકાયલો છે, અને કેટલાં આદમીઓ તેથી વશ થયાં છે. તે ધરમની ખુબી શું છે. જરથોસતનો ધરમ ઉમદા હતો અને જીંદગીની બારીક ખુબીઓ સમાવેલી હતી. જરથોસતી ધરમ પાલનારાઓને તે બે ચીજ શીખવે છે, જે ચીજ વીશે તેઓ આગલ અણજાનીઆ હતા. આએ બે ચીજ એ છે કે નીતીની ફરજ અને આશા. આએ બે ચીજ જે માણસ ધરાવે છે તે પોતાની જીંદગી અને નશીબ ઉપર મુસીબત પડે છે તો સેહલાઇથી શહન કરી શકેછે. જરથોસતી ધરમ પાલનાર જો પોતાની આખી જીંદગી શુધી નેક વીચાર, નેક સખુન અને નેક કામની વમાસન કરે અને તે પરમાણે અમલ કરેતો તેને સુખ પરાપત થાય છે. જરથોસતી ધરમ માતર એટલુંજ શીખવતો નથી, પણ તે એવું શીખવે છે કે જો એક માણસ પોતાની ફરજ બરોબર અદા કરે છે તો આખરે તેની ફતેહ થાશે."

જરથોસતીઓ સુરીય તથા આતશને ખોદાની મહાબલવંત શકતીઓ તરીકે ગણી માંન આપે છે તે વીશે એક અંગરેજ વીદવાને જણાવેલા વીચાર:—

"પારસીઓમાં જેઓ કેલવણી પામેલાછે, તેઓ જે સુરીયની આરાધના (બંદગી)કરેછે, તેઓ એવું સમજે છે કે સુરીય જે છે તે ખોદાની માકુલીયત, તેની ફૈજ, તેની જીવ આપનારી અસર તથા તેની બીજી બુજરેગી ભરી શીફતોની નીશાની છે, કારણકે સુરીયને તેઓ (જરથોસતીઓ) હઈયાતી તથા નુરનો બખશનાર તથા મધયમમાં મુકેલી એક નામીચી વસતુ શમજે છે, કે જેની આસપાસ દુનીયાંની સઘલી પેદાયશો ફરે છે. ઘણા લોકો "શર આઈશાક ન્યુતન" ના માહાભારત પુસતક તરફ અચરતી સાથ જુવે છે, તેઓને એ વાત (જરથોસતી ધરમ પુસતકોની ખુબી) થી મેલ કરવાને બની આવશે કે સુરીય જે પુરથવીની વચમાં છે, અને જેથી કરોડો જીવજતું સુખ પામે છે, તેની પરસતેશ દુનયાના ઘણાખરા ભાગોમાં કરવામાં આવી હતી. આ મોટાં નુર (સુરીય) ને પારસીઓ જે માન આપે છે, તેવું માન તેઓ તેનાથી ઉતરતી નીશાની જે અગની (આતશ) છે તેને પણ આપે છે."

રેવરંડ ડાકટર મરે મીચલે "હીંદુસથાંન માહેલા ધરમો" એ બાબદ ઉપર એક ભાશાણ તારીખ ૨૨ મી મારચ સને ૧૮૬૧ માં પુણા મધે કરેલ હતું તે વેલા જરથોશતી ધરમ વીશે બોલતાં તેણે એમ કહી સંભલાવેલ હતું કે :—

"પારસીઓ કઇ પુતલાં પુજનારા નથી, માતરે તેઓ ખોદાનીજ પેદાએશને માન આપેછે. મુખય કરી તેઓ આતશને આરાધે છે; વલી વધારે કેલવણી પામેલા શખસો આપણને હેવું કેહે છે કે તેઓ આતશને ખોદાનાં નુરની એક નીશાન તરીકે માન આપે છે. તેઓમાં એક આબરૂદાર મંડલી (રાહાનુમાએ માજદીઅશની સભા) ઉભી થઈ છે કે જે જરથોસતી ધરમને તેહની આગલી પવીતરાઇ ઉપર લાવવાની કોશેશ કરે છે. એ મંડલીવાલાઓ પારસીઓને એકલા એકજ ખોદાને માનવાની રાહાનુમાઈ કરે છે અને તેઓનાં એક દશતુરે હમણાજ એ બાબદ ઉપર ભાશાણ કરીઉ હતું અને જરથોસતીઓ એકલા એકજ ખોદાને માનનારા છે હેવું તેણે શાબેત કરવાની કોશેશ કરી હતી. તે અને બીજા કેલવાએલા જુવાનીઆઓ પોતાનાં ધરમમાં જે હીંદુઓની વેહેમી રસમો દાખલ થઈછે તે કાહાડી નાખવાની કોશેશ કરેછે. કુસતી કે જે સઘલા પારસીઓ કંમરે બાંધે છે તે ૭૨ તારની છે, અને જાહારે તેઓ બંદગી કરે છે તાહારે તેહેને ઘણીક વખતે છોડે છે. એ લોકોના આતશબેહેરાંમમાં જરથોસતી સીવાએ બીજા કોઇને જવાનો હોકમ નથી. વલી તેના પવીતર ગુંબજમાં તો માતર મોબેદોનીજ જવાએ છે. એ મોબેદો જાહારે બંદગી કરે છે (બોએ દે છે) તેઆરે હમેશાં પોતાનાં મોહોડાં ઉપર પદાંન બાંધેછે, કેમકે જો તેમ નહી કરેતો તેહેના દમથી પવીતર આતશ અપવીતર થાએ. આતશને શુખર અને એવાંજ બીજાં સુગંડી લાકડાંઓનો ખોરાક આપીઆમો આવે છે. રૂસીયાંનની લડાઈ અને હીંદુસથાંનમો ઉઠેલા બલવાનું સેવટ આવેયાથી (પારસીઓમાં) જાહેર બંદગીઓ કરવામો આવી હતી.

વલી એજ ડાકટર મરે મીચલે, લનડન ખાતે જુન શને ૧૮૮૮ માં મલેલી ખરીસટી ધરમ ગુરૂઓની એક સભાની હજુર જરથોસતી ધરમ બાબે જે મત ઓચરેલ હતુ, તેમાં તે બોલયો હતો કે :—

"જે પરજા શાથે યાહુડીઓને બહુ અતલગનો સંબંધ હતો તે પરજાનો ધરમ જાણવા જોગ હોવો જોઇએ. જરથોશતીઓનું ધરમ પુસતક જંદ અવસતા ખરીસટીઓના ધરમ પુસતક બાઇબલનાજ કદનું છે. બીજી ગનીઆતોના ધરમ કરતાં જરથોસતી ધરમ સરવેથી ચહડતો, સરવેથી સવચછ અને સરવોતમ ગણાય છે, તે વાજબી છે. જે પદારથની પરસતેસ

થાય છે તે કસી અનીતીની ખાશીયત ધરાવતી નથી. જરથોસતીઓ મુરતીઓને પુજતા નથી અને પુજામાં કશું ધાટકીપણું વાપડતા નથી. જરથોસતીઓ જે પડે તે ખમવું હેવું માનતા નથી પણ બુરાઈ સામે લડતા રેહે છે. જે મુરતી પુજામાં હીંદુસથાંન દુબી ગયું છે તેમાં ઇરાંનને દુબતું જરથોસતે બચાવીયું હતું."

વલી એજ રેવરેંડ ડાકટરે પોતાના એક આગલાં લખાંનમાં ખુદ જરથોસતી ધરમની બાબતમાં બીજા જે જુદાવી ચાર આપેઆ છે તે આ મુજબના છે:—

"યાહુદી અને ખરીસટી શીવાયનાં ધરમોમાં જરથોસતી ધરમ પોતાની કેટલીએક ચોકસ ખાશીઅતોને લીધે એક ઉંચો દરજજો મેલવવાનો હક ધરાવે છે. પેહેલું.—એ ધરમમાં જે પુજય ગણાય છે તેને કોઈબી અનીતીના દુરગુણો લાગુ પાડેલા નથી. સરવેથી મોટા ખોદા અહુરમજદ સાધારણ રીતે જણાયલા બુતપરસત પરજાઓના જાણીતા દેવતાઓ કરતાં ચોખી નીતીમાં ઘણો ઊંચે દરજજેનો છે. અવસતામાં ઘણેએક ઠેકાણે ખુદરતી વસતુઓની પરસતેશ રાખેલી છે ખરી તોપણ તે ખુદરતી વશતુઓને અથવા તે ઉપરના મવકલ ફરેસતાઓને કોઈબી દુરગુણો લાગુ પાડયા નથી. બીજું.—કોઈબી અનીતીવાન કામને પરસતેશના એક ભાગ તરીકે અવસતામાં બહાલ રાખયું નથી તરીજું.—પરસતેશની ઠરાવેલી કીરીયાઓમાં ધાટકીપણાની કશી નીશાન નથી. ચોથું.—રોશની અને અંધકાર વચ્ચેના મોટા ઝઘડામાં અવસતા તેના ખરા પરસતેશ કરનારને મુંગા મુંગા પડી રહીને ખમયા કરવાની તાકીદ કરતા નથી, પણ બદીના પક્ષનાં સરવે કામ તથા વસતુઓની સામણે તેનાં પોતાનાં પુરતાં બલથી લડાઈ કરવાની તાકીદ કરે છે. પાંચમું.—એ ધરમની એક ઘણીજ ધયાનમાં રાખવાજોગ ખાસીયત મુરતી પુંજાની ગેરહાજરી છે. છઠું.—અવસતા માણસજાતનાં સારાં ભવીશય વીશે કદી નાઉમેદી શીખવતા નથી. પણ તેથી ઉલટું તે એવું શીખવે છે કે અંતે બદી ઉપર નેકીની ફતેહ થશે."

પારસીઓ ખોદા પરસત છે એ બાબદ ઉપર દશતુરજી શાહેબ પેશુતનજી બેરાંમજી સંજાણાએ કીવેલી એક વાયજ ઉપરથી બામદાદ નામના એક ગુજરાતી ચોપાનીઆંના અધીપતીએ તેની વીરૂધમાં ચલાવેલી તકરારમાં પારસીઓ એકથી વધુ ખોદાને માનેછે, એવું લખવાથી રાસત ગોફતારનાં અધીપતી સાથે એ બાબદ ઉપર થયેલી તકરારનો ફડચો લાવવાને માટે બામદાદના અધીપતીએ પરોફેસર ડાકટર મારટીન હાઉગ ઉપર પુણાખાતે એક પતર લખેઓ હતો તે વીશેનો જવાબ પારસીઓની તરફેનનો આવેઓ હતો; જે નીચે મુજબનો હતો:—

પુણા તા૦ ૯ મી શપટેમબર શને ૧૮૬૧.

પેઆરા શાહેબ—પારસી ધરમનો પાયો એકલા એક ખોદાને અથવા ઘણા ખોદાને માનવાનો છે તે બાબેના સવાલ સંબંધી તમારો લખેલો પતર મહને ગઇ કાલે સાંહજના મલીઓ છે, તેહેનાં જવાબમાં હું જણાવવાની રજા લઉ છું કે મારી સોધો જે ઘણાક વરસ થયાં ચાલુ રેહેલી છે તે મુજબ આજ તરણ હજારથી વધારે વરસની વાત ઉપર પુતલા પુજનારા અને ઘણા પરમેશરોને કબુલ રાખનારા બહરાંમણ લોકોની વીરૂધ અને તેઓનાં ધરમના સતરૂ તરીકે જરથોસતી ધરમ ઉભો થાયો હતો, અને એ જરથોશતી ધરમ એકજ ખોદાને માનવાનો છે. પાછલા જમાનાની યજસને મધેની કેટલીક બંદગીઓ (પેહેલા હાથી તે ૨૭ અને ૫૫ થી તે ૭૨મા હા શુધી) વાંચીયા ઉપરથી વાંચનારના મનમાં સેહેલી રીતે એવું આવી શકે છે કે તે મધે અહુરમજદ વતરોગે બીજી ઇશવરી હઇયાતીઓ કબુલ રાખેલી છે, પણ માહાપુરસ જરથોસતના અવલ કોલ (ગાહા) એ નથી. જરથોસતે જે કાંઈ મોટાઈ પામેલાં અને સફાઇ ભરેલાં મુલ તતવો દાખલ કરીઆં હતાં તેહેની વીરૂધનાં વીચારો કેટલેક દરજજે પાછા પરસીધ થાવાની એ નીશાંન છે. પારસીઓનો નામીચો પેગમબર જે પુરાતમ ચુનાની

અને રોમન લોકોમાં વખાણાઇ ગયો છે તેહેના વગર શકનાં ફરમાનો અને ખરો બોધ માતરે પાંચ ગાથા મધે મલી આવે છે. અને તેઓની (ગાથાની) ભાશા યજશનેના બીજા ભાગોથી કાંઇક જુદી રીતની છે. એ પુરાંના ગાથા મધે અહુરમજદને એકલો એકજ ખોદા કરીને માનેલો છે; અમશાશપંદો કાંઇ નહીં પણ માતરે અહુરમજદના ગુણ અને બખશીશો છે. એ ગાથા મધે અહુરમજદ પોતે વોહુ મનોને પેદા કરનાર, આરમેત તેહેની બેટી, ખોરવતાત અને અમરતાત (ખોરદાદ–અમરદાદ) તેહેના (ખોદાના) હાતમાં બખશીશો છે; જે અધવ યાને અશો માણસોને આપવાની છે. અહુરમજદની અંદર બે શકતી છે જે એક બીજાથી ઉલટી છે, અને એ સકતીઓથી આખી દુનીઆં પેદા થઇ છે. એ મોટા શાહેબની એ બે સકતીઓ માહેલી એકને સપેનતો મેનીઓસ યાને શફેદ રંગનું પવીતર રૂહુ અને બીજાને અંગરોમેનીઓસ યાને કાલા રંગનું ખુર રૂહુ, એ રીતે નામો આપેલાં છે. એ પછી (અહુરમજદના નામને ઠેકાંણે સપેનતો મેનીઉસ નામ વપરાવવા લાગ્યુ પણ પરથમના મુલ ગરંથો ઉપરથી હું પુરવાર કરવાને સકતીવાંન છેઉ કે તે (એકથી વધુ ખોદાને માંનવાનું બોહોતાન) ખોટું છે. જરથોસતી ધરમની ફીલસુફી મુજબ એ બંધે સકતીઓ આખી દુનીઆંની "થાવોરેસતેરે" યાને પેદા કરનાર છે. એ સક્તીઓમાંની વોહુમને, યાને સંધલા જીવજંતોમાં નેકીનું મુલ પેદા કરીઉં અને બીજીએ "અકોમનો" યાને બદીનું મુલ પેદા કરીઉં. આ સઘલી બાબદો વીશે મેં માતરે એસારો કીધો છે પણ પારસીઓનો ધરમ, તેની ભાશા અને કેતાબો વીશે મારાં નીબંધનાં ચોથા બાબ મધે એ વીશે પુરતું વરણન કરેલું છે અને તે કેતાબ થોડી મુદતમાં પરસીધ થશે અને તે મધેથી તમોને પુરતો ખોલાશો મલી આવશે. એ મારી કેતાબમાં ગાથાનાં સઉથી અગતના ભાગોનો તરજુમો મેં આપેલો છે કે જે હમણા સુધી કોઇએ પરગટ કરીઓ નથી, અગર જોકે પાછલા વખતની યજસને મધે ખોરવરાવ (જાહાડ પાન) અથવા આબ (પાણી) ઇતીઆદો ચીજોની આરાધના કરી છે તો તે ઉપરથી એમ નહીં સમજવું કે એ ચીજોને અહુરમજદની બરોબરીનું માન મલે છે. એ માન તેઓને (જાહાડ પાનને) એટલાજ સારૂં મલેછે કે તેઓ અહુરમજદની અંદરની નેકીને પેદાની કરનારી સક્તીથી પેદા થએલી ચીજો છે. અહુરમજદના બેટો વોહુમનો યાને તેની નેક સકતી સઘલાં કામ લાએક અને ભલાં પરાંણીઓ જેવાં કે ગાય, બકરા મધે છે તેઓની આરાધના કીધી તો તેઓની અંદર આવેલી ઇશવરી શકતીની આરાધનાં થાએ છે. જાહાડ અને પાણીની અંદર ખોરવતાત અને અમરતાત છે જેથી એ ચીજોને જહલકાટ અને ખુબસુરતી મલે છે. અગરજો એ ચીજોની આરાધના કીધીતો અહુરમજદની પેદા કરનારી સકતી જે એ ચીજોની હસતીથી દેખાઈ આવે છે તે સકતીની આરાધના થાએ છે. યજસનેનો એ ભાગ (ગાથા) કરતાં પાછલા વખતમાં બનેલો છે, તોપણ તે કાંઇ મોબેદ લોકોએ બનાવતથી જોડી કાહાડેલો નથી, પણ જરથોસતી ધરમનાં પુરાંણા પુસતકોનો તે એક ભાગ છે. માહારો વીચાર મજબુત છે કે જંદ અવસતાની કેતાબોનો કોઇબી ભાગ ઇશુની આગમજ ૪૦૦) વરસની મુદત કરતાં નજદીકના જમાનામાં બનેલો નથી. જંદ અવસતાની અંદર ગાથા તેના (જરથોસતના) પરવરતાવનારનાજ જણાવે છે પણ જંદ અવસતાનો બાકીનો ભાગ તેણે (જરથોસતે) પરવરતાવીઓ હોએ એવો દાવો કરીઆમાં આવેઓ નથી. સરૂઆતથી જરથોસતનો મજબુત ધરમ પાલનારાઓ તેહેનો (જરથોસતનો) મુલ તતવ સમજીઆ હતા નહી અને તેના (જરથોસતના) જમાંનાની પછીના લોકોએ તેહેની (જરથોસતની) ફીલસુફીથી જાહેર થાએલી શકતીઓને ઇશવરી આતમાઓનો આકાર આપેઓ હતો—મગર જે માફક રોમન કેથલીક લોકો ખોદા સીવાય બીજી ચીજોને માન આપેઆ છતાં એકજ પરમેશરને માનનારા કેહેવાય છે તેજ માફક પારસીઓનો ધરમ પણ એકજ ખોદાને માનવાનો છે.—"એમ હાગ."

પરોફેશર ડાકટર મારટીન હાઊગ નામનો એક કાબેલ જરમન વીદવાંન અતરે અંગરેજ સરકારની નોકરીમાં આવેઓ હતો, તે વીદવાંનને આ દેશનો કીનારો છોડી જતી વેલા તા૦ ૫ મી ફેબરવારી શને ૧૮૬૬ ને દીને પુણા મધે સરદાર ખાનબહાદુર દશતુરજી શાહેબ નશરવાંનજી જામાસપજીની આગેવાંની હેઠલ તેઓમાંના જરથોસતી રેહેવાસીઓએ એક માનપતર આપેઉં હતું, તેનો જવાબ આપતાં જરથોસતી ધરમ બાબે એ વીદવાંને જે મત આપેઉં હતું તે નીચે મુજબ છે :—

તમારા ધરમ પુસતકો વીશે કેટલાંક વરશોથી મેં ભારે મેહેનત અને રંજ એચીને જે શોધો કરી છે તે વીશે તમારી તરફથી આજે 'એડરેસ' વાંચવામાં આવીઓ છે, તેથી મને ઘણો સંતોસ ઉપજ્યો છે. યુનીવરસીટીમાં દાખલ થવાની અગાઉ વીશ વરસની વાત ઉપર મેં જંદ ભાશાનો અભયાશ સરૂ કીધો હતો, તે એજ મુરાદથી કે તમારા પેગમબર જરથોસતની તાલીમ જે લાંબો વખત થયો અંધારામાં રહી છે તે હું જાણું. કે જે પેગમબરના નામેજ મારી જુવાનીના વખતમાં મારા ઉપર મોટી અસર કરી હતી, પણ તેનો શબબ શું તે હું જાણતો નથી. એ વખતે મેં જે શોધ કરવા માંડી તે તમોને કામ આવશે, એવો મને કદીબી વીચાર આવેઓ ન હતો. એ વખતે મેં જંદનો જે અભયાસ શરૂ કીધો હતો તે ઘણો બીકટ હતો, અને વીદવાંનોને દુર નહીં થઇ શકે એવી મુશકેલીઓ નડતી હતી. વલી તે વખતે એ ભાશાનો કોશ કે ફરંગ કંઈ હતો નહીં. જંદ અવસતામાં સઉથી મોટું મન જે મારૂં લાગયું હતું તે યજશનેના બીજા ભાગના ગાથા હતા. તેમાં કેવી બીના આવેલી છે, તે જાણયા વગર મેં મારો અભયાશ કીધો. તેમાં આવેલી બીના જે ઘણીજ અંધારામાં હતી, તે જાણવા ઉપર મારૂં ધેઆન ઘણું લાગીઉં હતું, અને ઘણીજ રંજ અને મુશીબત એંચવા છતાં છ વરસના અરસામાં ૨૫૦) નાની કવેતોમાં આવેલી બીના થોડી ઘણી હું શમજવા લાગયો હતો, પણ તે માહેલી દરેક બાબદ હું જાણું છું એમ હું કહેવા માગતો નથી. કેમકે તે માહેલા કેટલાક વાકયો હજુર હું જાણતો નથી. ઇંગલંડમાં તમારા ધરમ સંબંધી જે બેહુંધા વીચારો ચાલીઆ હતા તે મેં મારી આ શોધથી ફેરવેઆ હતા, તથા મારી શોધ પુરી થતાંજ મને માલમ પડયું કે આજ ૪૦૦૦ વરસનાં પુરાતમ પુસતકોમાં બુલંદ નીતીઓ આવેલી છે, જે મને જણાયાથી હું ઘણો અજબ થયો હતો, આ દેશમાં જોકે હું શંશકરૂત ભાશાના ઓધા ઉપર આવીઓ હતો તોબી મારો આ પીઆરો અભયાસ મેં છોડયો ન હતો, મારી એ મેહેનત તમુને કીમતી થઇ પડે એવું ધારી મારી કોશેશ જારી રાખી હતી, અને અતરેના યુરોપીઅનોમાં તમારા ધરમ સંબધી બેહુંધા વીચારો ચાલતા જોઇને તેવોનો વીચાંર સુધારવા માટે જરથોસતી ધરમને ખરો ઇનસાફ મલે તેટલા માટે મેં એક પુસતક પરગટ કીધું હતું તથા સચાઇ જાહેર કરવાની તેમજ તેની હીમાયત કરવાને મને ટેવ હોવાથી, મને તે કરતાં કશો ગેરફાયદોબી થાય તો તેની હું દરકાર કરતો ન હતો. તમારા ધરમ ઉપર કેટલાક ખોટો વીચાર રાખનારાઓની શામે મને ઘણીએક વેલા તકરારમાં ઉતરવું પડયું હતું."

ઉપલાજ વીદવાનને મુંબઇના જરથોસતીઓ તરફથી પણ તા૦ ૨૪ મી ફેબરવારી શને ૧૮૬૬ ને દીને એક 'પરસ' સાથે માનપતર આપવામાં આવયું હતું તેનો જવાબ આપતાં પણ એ વીદવાને જરથોસતીઓના ધરમ બાબે ઉપર એવાજ શરશ વીચારો આપેઆ હતા. અને તેની શેવટે જણાવેઉં હતું કે—"હું આશા રાખું છું કે તમુને આવતા વખતમાં મોટાઇ મલે અને પુરાતમ જમાનાની તમારી મોટાઇ પાછી આવે. તમારો મોટો પેગમબર જે "હુમત" "હુખત" અને "હુઅરશત" ની બુલંદ રીતી તમોને શીખવી ગયો છે, તે તમારા દીલમાં હમેશ યાદ રાખીને નેક વીચારજો, નેક બોલજો અને નેકીના કામ કરજો, તેથી તમારો નેગેબાન તે ખોદા થાશે."

પેરીસની નામાંકીત કાલેજ ડી ફરાંસનો ઈરાની ભાષાઓનો નામીચો ઉસતાદ પરોફેસર જેમસ દારમેસુતેતર, હીંદુસથાન તરફ ફરવા આવેલો હતો. તેણે તા૦ ૨જી ફેબરવારી ૧૮૮૭ ને દીને સાંજે, મુંબઈ મધે જરથોસતી છોકરીઓની નીશાલ મંડલીવાલી, બાઈ ભીખાઈજી શાપુરજી બંગાલીવાલી કનયાશાલાનાં મકાંનમાં, "પારસી ધરમ વીશે" એક અગતનું ભાશણ કરેલ હતું. તેમાં તે બોલીઓ હતો કે:—

પારશીઓ તરીકે તમારી કોમની અને તમારી નીતી સંબંધી જીંદગીનો આધાર અવસતા નામના એક નાહાનાં પુસતક ઉપર લટકેલો છે. પણ તે નાહાની ચોપડી જે તમારી પવીતર કેતાબ છે, તેના કરતાં તમોને વધુ સરસ બીજી કોઈ કેતાબ મલી શકે નહીં. ઈરાંનની નીતી સંબંધી તવારીખને તેના સઘલા દેખાવોમાં રજુ કરનાર એ એક સરવેથી સરસ, સરવેથી ખુલી અને ઘણીજ છટાદાર સાબેતી છે; તેના સફાઓમાં આગલ થઈ ગયલાં એક સરવેથી મોટાં શેહેનશાહતની ધરમ, નીતી, શાહીતય, અને રાજદવારી જીંદગીનો હેવાલ સમાયલો છે. એ ધરમ એટલો બધો નીતીમાન છે કે, યુજેની બરનુફના જણાવીઆ પરમાણે જંદ ભાશા જો કે સંસકરત સાથે અતલગનો સંબંધ રાખેછે, તોપણ તે તેમાંથી નીકલી નથી, એટલે કે તે કાંઈ હીંદુસતાની ભાશા નથી, પણ તે ઈરાંનની એક અસલ ભાષા છે. સઘલી શોધો ઉપરથી માલમ પડે છે કે, જંદ ભાશા મીદયા અથવા ઉતર ઈરાનની, અને જુની ઈરાંની ભાશા હાલનાં ઈરાન અથવા ફારસીસતાનના પરાંતની હતી. અસલ ઈરાંની ભાશામાંથી પેહેલવી ભાશા વચલા જમાનામાં નીકલી હતી, અને તેમાંથી હાલની ઈરાની અથવા ફારસી ભાશા નીકલી હતી. એ રીતે એક પછી એક ઈરાંનની સઘલી ભાશાઓ સાબતી જોવાને બની આવયું પણ એ સઘલી ભાશાઓ નકી થતાં, હખામની વંશના જુજ દસતાવેજો સાથે સરખાવતાં વધારે માતબર ગણાતું અવસતાનું લખાણ ઈરાંનની સઘલી ભાશાઓના મુલ તરીકે માલમ પડેછે, અને જે પરમાણે હીંદુની ભાશાઓમાં સંસકરત તેજ પરમાણે ઈરાનની ભાશાઓમાં અવસતાની ભાશા મોટી અગત ધરાવે છે. અવસતાની કેતાબની બાહારની બાજુ તપાસીને અંદરની બાજુએ, તેના શબદો ઉપરથી તેના અરથો ઉપર, ભાશા ઉપરથી તેમાં સમાયલા ધરમ ઉપર, જરથોશતના કીરતીમંદ મહજબ ઉપર દાખલ થઈએ, કે જેને માટે અસલી લખનારાઓ ઘણીજ વખાણ કરી ગયા છે, જેણે ગરીક ફીલસુફીના છેલા વીચારો ઉપર મજબુત અસર કરી હતી, વચલા જમાનાઓના વેહેમી લોકોના સવપનાઓમાં ખલલ કરી હતી, તથા ધરમ ઊપર ગુમાન લાવનારી ગઈ સદીમાં પણ તેનું લખાણ એટલું બધું મોહ પમાડનારૂં હતું કે, માતર થોડાક સફાનું જંદ લખાણ જોતાં, વીસ વરસની, કાચી ઉમરનો એક જુવાન પોતાનો દેશ છોડી એકલો લડાઈના હીંગામમાં અસલી ભેદી ચોપડીઓ ભેગી કરવા તથા તેના અરથ શીખવા માટે ૧૭૫૦ માં હીંદુસતાનમાં દાખલ થયો. ઈરાંનનો અસલ મહજબ જે ઘણે દરજજે વેદીક દંતકથાને અને કેટલેક દરજજે હોમેરીક દંતકથાને મલતો છે, તેમાં આશતે આસતે નીતીમાનો અને ફીલસુફોની એક મંડલીની, અથવા તમારી દંતકથાની ભાશામાં બોલું તો ખોદાની બસારત પામેલા પેગમબરની ચાલુ કોશેશથી, પુરતો ફેરફાર થઈ ગયો, બીજા શબદોમાં બોલું તો અસલ ધરમમાં જે કેટલીક શકતીઓ જણાવેલી હતી તેને નીતીનું રૂપ આપી દેવામાં આવયું. એ ફેરફારથી આખા જરથોસતી ધરમે દુનયાની સઘલી શકતીઓને બે વીરૂધ પક્ષમાં વેહેંચી નાખી તથા દુનયાંના નાટકનું શેવત એવી ઉમેદમાં આણયું કે, આખરે ભલો ફાવશે અને સઘલું સારૂં જ થશે. દુનયાની ધરમ સંબંધી તવારીખમાં એકજ ઉ-

હલપાહલને એ મોટા ફેરફાર સાથે સરખાવી શકાય. એ ફેરફાર હીબરૂઓનો ઘણા દેવતાઓને માનવાનો સેમેટીક ધરમ એકજ ઈશવરને માનનારા ધરમમાં બદલાઈ જવાને લગતો હતો, અને ઇસાયાથી ઇઝેકયેલ સુધીના પેગમબરોના ઘણાક જમાનાઓ પછી, દરેક ટોલાનો જુદો ઇશવર લેખવાનો આગલો વીચાર ફેરવાઇને તમામ કોમો અને તમામ માણસોનો એકજ ઇશવર ગણાવા લાગયો હતો. તરીજી સદીમાં જરથોસતી ધરમ સાસાંનનાં નવાં વંશ સાથે દાખલ થતો આપણે જોઇએ છે, અને તે અમલમાં તે આખાં ઇરાંનનો રાજ તરફથી મુકરર થયેલો ધરમ થઇ પડયો હતો. છ સદીની આબાદી પછી તેના ઉપર આરબોનો હુમલો આવયો, અવસતા બંધ પડી ગયા, આતશકદે બુજવી નાખવામાં આવયા અને હવે તમે અરધી દુનયા ઉપર પરકાશીત થએલા ધરમની સાબેતી આપવા માટે મુથીભર જેટલા અહીં બાકી રહયા છો. જે રોશનીનું કીરણ, જે ધગધગતો આતસ, ઇરાંની તવારીખના જંગલમાંથી અસલ તવારીખ શોધવામાં ભોમયો થાય છે, હખામની વંશ તથા સાસાંનયન વંશથી ઉતરી આવેલા જુજ દસતાવેજો ઉપર રોશની ફેંકે છે, ગરીક, લેટીન, યાહુદી, આરમીનયન તથા ચીના પરદેશી લખનારાઓનાં અનીશચીત લખાણોનો ચોકસ અરથ આપેછે, તે અવસતા છે. અવસતામાંથી કેટલાક જુદા જુદા પંથો ઉભા થયા હતા, જે પંથોએ પરથમ નાસતીસીઝમને નામે અને પાછલથી મેનીકીઝમને નામે એક જાતનો બનાવટ ભરેલો મજદયશની ધરમ દુનીયાના સઘલા ભાગોમાં—તુરકસથાનમાં અને ચીનમાં, કારોમેનદલના કોસતા ઉપર, બલગેરીઆ અને છેક ફરાંસ સુધી ફેલાયો હતો. કોરાનનાં મહાન કરતાએબી જે કેતાબ તેની પછી ગાદીએ આવનારાઓએ ફાદી નાખવા માંગી હતી, તેમાંથી કેટલાક સફા ઉછીના લીધા છે. રૂસતમ અને અસફેનદયારના ગાયણ ગાનાર આરબોએ ખુશીથી સલમાન ફારશીના (દીનીઆર દશતુરના) સબકો સાંભલયા હતા, જેણે તેમને દોજખના પુલ વીશે કેટલુંક શીખવયું હતું. યાહુદી તથા ખરીસતી મહજબો કરતાં પારસી દંતકથામાંથી આરબો ઓછું શીખયા ન હતા. એક મોટો ધરમ કદાબી મરણ પામતો નથી. તરવાર અને આગથી તેનો નાશ કરવા છતાં, તે હજી તેને વીશારી મેલનારાં ઘણા જીગરોમાં નહીં જણાયલો અને નહીં સવીકારાયલો જીવે છે. ઇરાંન અવસતાને બાલી નાખી શકે, તે કોરાન ભણે, જરથોસત, હોરમજદ અને હારીમનનાં નામો ભુલી મહમદ, અલ્લાહ તથા દેજજાલને તે યાદ કરે, તોબી એ લોકપીરય મહજબ તેના જીગરનાં ભીતરમાંથી ફેરવાયો નથી. તમારો ધરમ જીંદગીનો ધરમ હતો, અને તેનેજ લીધે મજબુત હાંદેસાઓ તથા વીપતીઓ ખમવા બાદ તમે અહીં હીંદુસતાનમાં હજી છો, સુધારાની સરતમાં આગેવાન છો, અને આગલા વખતની પેઠેજ તમારૂં મોહ રોશની તરફ ફેરવાયલું રહયું છે. જરથોશતી ધરમ પોતાના સાગેરદો માટે બે ચીજો લાવયો હતો, જેનો અસલી આરય ધરમોને કશો ખયાલ પણ ન હતો. એ બે ચીજો નીતીની ફરજ તથા ઉમેદ હતી. એ બે હથયારો ધરાવનાર માણસ જીંદગી તથા કીસમતની સામે શાંતીથી થઇ શકે છે. જરથોસતી ધરમે પોતાના સાગેરદોને જીંદગી નીતીથી ગુજારવાનાં ફરમાંન આપયાંછે એટલુંજ નહી, તેમના જીગર, જીભ અને હાથનો તે ભોમેઓ થાય છે કે જેથી તેમને પવીતર વીચાર, સચાઇ અને ભલા કામો સમજ પડે છે એટલુંજ નહીં, પણ એ ધરમ તેમને શીખવે છે કે, જો તેઓ તેમની ફરજ બજાવશે તો આખરે ભલાં કામોજ પાર પડશે. પેગમબરનો એક છોકરો સોશયોસ આવીને ઓરમજદનું હમેશગીનું રાજય ખુલું મેલશે, તથા બુરાઇને દુનીયાંમાંથી જડમુલથી ઉખેડી નાખશે. દુનયાનો સરવેથી ગરીબ કંગાલમાં કંગાલ જરથોસતી પણ જાણે છે કે, તે સોશયોસના એક લશકરી સીપાઈ જેવો છે, અને ઓરમજદ તેનેથી ફતેહ મેલવશે. કોઈબી ધરમ જીંદગીને એથી વધારે મરતબો આપી શકે નહીં; માણસને માણસના દરજજાનો,

ઇશવરની વધુ નજદીકનો, જીંદગી ઘણીજ જરૂરની છે અને જીવવું લાએક છે એવી મજબુત લાગણીનો બીજો કોઇ ધરમ બતાવતો નથી. તમને મોટી કીરતી લેવાની છે કે, તમે એક એવા ધરમને લગતા છો, કે, જેણે પેહેલ વેહેલે આરય દુનયામાં ઓરમજદની ફતેહ જાહેર કરી તથા માણસની જીંદગીનો અરથ તથા તેની નેમ મુકરર કરી. અને એનેજ લીધે તમારો ધરમ જો કે તમે ઘણા થોડા છો તોપણ તે તમારો તેમજ તમામ માણસ જાતનો થઇ પડયો છે. એનેજ લીધે યુરોપયન અભયાસીઓ અતરે આવી તમારે મોહોડેથી તમારા વડીલોની દંતકથા જાણવા માંગે છે અને આગલા વખતનું જે કાંઇ બાકી રહયુ હોય તેની આતુરતાથી શોધ કરે છે.

પરોફેસર દાકટર રાહોડ નામનો એક જરમન કાબેલ વીદવાન "હોરમજદના કાયદાઓ સાથનો જીહોવાના કાયદાઓનો મુકાબલો" એવે નામના એક રેસાલામાં જરથોશત અને તેના ધરમની બાબદો ઉપર વીચાર જણાવતાં એમ લખે છે :—

જરથોશતે કંઇપણ મોજેજા કીધા નથી કારણકે તેને પોતાનો પાયો તદનજ રાસતી ઉપર રાખ્યો હતો, અને જરથોશતની દીનની નેમ બેવડી છે. હરેક શખશને પોતાના વીકારો દાબી દેવાનું, તેમજ હરેક તનની તથા મનને લગતી બદીઓ દફે કરવાનું; તથા હરેક નેકીમાં સાબેટ રેહવાનું અને હોરમજદી દુનીયાંમાં પરકાશી નીકળવાનું તે શીખવે છે. આ મતલબ જંદ ભાશાના દરેક લખાણોમાં સમાવેલી છે; અને વલી તેથી લોકોનું આ દુનીયાંને લગતું સુખ વધારવાને બીજો ઉપાય જડે છે જે જાલવવા માટે હોરમજદે પોતાના કાયદામાં ફરમાંવયુ છે. એ વીશે ખાસ રીતે વંદીદાદમાં લખેલું છે. માણસે પવીતર અને સાફ રેહેવાને માટેના ઉપાયોમાં પેહેલી બંદગી છે. દાહાડે અને રાતે સઘલાં કામોમાં અને જીંદગીના દરેક બનાવની વખતે હોરમજદની, અમશાસપંદોની તથા ભલી પેદાયશ (સપેનામીનો) ના પરાણીઓની બંદગી દરેક મહીસતાને (માજદયસનાને) કરવી જોઇએ, આ ફરમાન જંદ અવસતામાં દરેક ઠેકાંણે આવેલુ છે. આ ઠેકાંણે જણાવેલા બંદગીને તથા તેના ફાયદાને લગતા સઘલા વીચારો 'નયુ-ટેસટમેંનટ' (નવા કરાર) માં જણાવેલા વીચારોને સાફ મલતા આવે છે, હોરમજદની પરસતેસ કરનારો પણ પોતાનો "પીતા" (હોરમજદ) જે આકાશમાં છે, તેની પરાથના કરે છે, અને સઘલી ચીજોને તેના નામની બુજરગી તથા પવીતરાઈથી બોલાવે છે; વલી તે હોરમજદનુંરાજય (બેહેસત) મેલવવાને માટે દરરોજ બંદગી કરે છે; વલી તે વીનંતી કરે છે કે હોરમજદની મરજી તથા તેનો કાયદો (દીન) આકાશમાં તેમજ આ દુનીયાંમાં અમલમાં આવે, વલી તે પોતાનો રોજનો ખોરાક તથા જે જે સઘલી ચીજો ની તેને ગરજ છે તે સગલી ચીજો માગી લે છે, અને પોતાના સઘલાં પાપોની માફી ખરાં અંતઃકરણથી ખરીસતી 'કનફેશન' ને મલતીજ રીતે માગી લેછે (યાને પતેત કરીને પસેમાન થાય છે.) આ સઘલો એકરાર જંદ-અવસતાની બંદગીઓમાં સઘલે ઠેકાંણે આવે છે, જે બંદગીઓ પોતાની બુલંદ સાદાઇથી તથા બચાં જેવાં ભોલાપણાથી, આજે પણ બંદગીનો નાદર નમુનો થઇ પડેછે. આપણને આ સાચે સાચું માનવૂં જોઇએ કે જીસસે પોતાની સઘલી બંદગીઓને જંદ અવસતાની બંદગીઓમાંથી તારવી કાઢી છે અને તેની સઘલી પરારથનાઓ (અસલ જંદ-બંદગીઓના) એકજ કાયદે અને તેની તેજ બાબદોથી ભરેલા તરજુમાંજ આપણને માલમ પડે છે.

મી૦ શેમીઉલ લેંગે બનાવેલાં "આજના વખતનો એક જરથોસતી" નામના પુસતકમાં જરથોસતી ધરમ વીશે આપેલું મતઃ—

"દેખીતું છે કે કોઇપણ ધરમના શાસતરમાં નહીં હોય એવો સરવથી સંપુરણ અને સઘલું સમાવેલો નીતીનો 'કોડ' જરતોશતીમાં છે. બુધીસટ, યાહુદી અને ખરીસતી ધરમોમાં જે સરવથી સરસ છે તે સઘલું આ જરતોસતી બારામાં સમાઇ ગયું છે, અને ઘણીક નેકી

બદીનો સાદો અરથ તેમાં આપેલો છે. કે જ્યારે ખ્રીસટી શાસતરમાં તે નેકી બદીઓ પાધરી બતાવીઆને બદલે તે વીશે આડકતરો સાર કાહાડવાનું રેહવા દીધું છે. જેમ કે 'જેવા તમે પોતાને ચાહો તેવા પડોસીને ચાહાજો,' અથવા 'જેમ બીજાઓ તમારી તરફ ચાલે એમ તમે બીજાઓ તરફ ચાલજો' એવા ખરીસટી ઉપદેશોમાંથી સારા ગુણો શા તે તમારી મેલે શોધી કાહાડવાને રાખેઉં છે, તેમ જરથોસતીમાં કરેલું નથી, પણ આલસ, ઠગાઇ, એકલપેટાઇ, હસદ એમને પાપ દાખલ અને તેમનાથી ઊલટા ગુણોને પુણ દાખલ ખુલ્લા શબદોમાં કહી આપીઆં છે. વલી એ 'કોડ' ની સંપુરણતા અને સરવ વાતનો સમાવેશ આ બાબતમાં ઘણાં જાણવાજોગ છે કે નીતીના એ કાયદા જેમ જરથોશતીને માટે તેમજ જુદદીનને માટે એક સરખા છે. વલી આ ધરમના કાનુનોને જીંદગીના વપરાશમાં કેવી રીતે લાગુ પાડયાં છે તે જરથોશતી ધરમની એક બીજી વીખ્યાતી ભરેલી ખુબી છે. જેમકે જનાવરો તરફની મયા ખાસ કરીને ફરમાવી છે અને ભલી પેદાસના જીવજંતો જેવાં કે મેઢા. ઘોડા અથવા કુતરાંને મારથી, ભુખમરાથી યા બીન જરૂર કતલથી કરૂરતા બતાવવાને પાપ. ગણયુંછે. તોપણ ખરાંજ વેહવાર ઉપયોગી ડાહાપણથી છેક છેડા ઉપર નીકલી જવાના જુસ્સાને દુર કીધું છે અને બરામણી અથવા બુધ ધરમોની પેરે જનાવરો ઉપરની દયાના કાનુનને હદ બહાર લઇ જઇને કોઇપણ જનાવરનો જીવ લેવો નહીં એવી મના કીધી નથી પણ જરૂરને સર તેમને મારવાની છુટ મુકી છે. આ શાવધ વેહવારીક ડહાપણ, અથવા જેને મી૦ માથયુ આર્નાલ્ડ 'મીઠું અકલમંદીપણું' કેહ છે તે જરથોસતના ધરમની પરતીષઠીત ખુબીછે. અને સુધારાની તવારીખના એવા અસલી જમાનામાં એ ડાપણ શીખવીઉંછે તેથી તે ઘણું નોધી લેવા જોગ છે. બીજું એક ફરમાન જે આ ઓગણીસમી સદીમાં ઈંગલંડની એક બોરડ આવ હેલ્ક પોતેજ કબુલ રાખી શકે તે એ છે કે પાણીમાં અપવીતર ચીજ નાખીને નદીઓને બીગાડવી નહીં. દીસતુંછે કે આ સાદા અને બુજરગ ધરમને આપણે ગમે તે નામથી બોલાવીએ તોપણ તે એવો છે કે આંજના વખતની સરવથી સરસ ફીલસુફી સીતાબીથી એજ-ધરમની નજદીક આવતી જાય છે.

ઇંગલડની પરખ્યાત ઓક્સફરડ યુનીવરસીટીનો નામીચો પરોફેસર સર મોનીઅર વીલીઅમસ સને ૧૮૭૫ માં હીંદુસથાંનની મુશાફરીએ નીકલેઓ હતો, તે વેલાએ મુંબઈનાં જરથોસતીઓનાં દુખમાં જોઇ ગયો હતો, તે ઉપરથી તેને લંડન ટાઇમસમાં છપાવેલા પોતાના હેવાલમાં પારસીઓનાં ધરમ વીશે જે પોતાનું મત આપેલું છે તેમાં તે લખે છે કે :—

"તેઓનો ધરમ, તેઓના પેગમબર જરથોસતે જેમ અસલ જણાવયો છે, અને જંદ અવસતામાં જાહેર કરીયો છે, તેમ એક ઇશવરને માનવાનો છે. તેઓની નેકી તરણ કલામોમાં સમાવી છેઃ—નેક વમાસવું, નેક બોલવું, નેક કામ કરવાં. પારસીઓ એક અજબ સરખા ખવાસ માટે જાણીતા છે. તે એ કે તેઓની મરણની કીરીયા બીજી કોઈ પરજાઓમાં જણાયલી નથી, અને તેઓ પોતાનાં મરણ પામેલાં માણસોની લાશોને પાહાડી જગો ઉપર ઓલી મેલે છે. એવો રવઇઓ ભુતાનના બુધીષટ લોકોમાં પણ છે."

ઇંગલંડના એક નામીચા પરધાન લારડ રેનડોલફ ચરચીલે મુંબઇના દુખમાં જોઈ જવા પછે આપેલું મત :—

"જરતોસતે દીધેલા ઉપદેશ અને ફરમાંનો પરમાણે મુવેલાંઓની કરવામાં આવતી છેલી કીરીયા તથા રીત જો કે આએ પુરૂથવી ઉપરની વસતીની સાથ સરખાવતાં (પારસીઓની) જુજવી સંખયાની ખાસ કીરીચા તરીકે જણાયલી છે, અને તે રીત પસચીમ તરફના પરદેશીને બેશક નવાઇ જેવી લાગે છે, તોપણ એ કીરીયા તથા રીત એક ખાલેશ ધરમનાં મુલ તતવને સંપુરણ રીતે મલતી છે, અને અનુભવથી તેમજ પરાણી ધરમ ગુણ વીદયાની રૂએ એ રીતને ઘણો મુશતકીમ ટેકો મલે છે."

હાવરડ વીનસેંટ નામનો પારલામેંટનો એક મેમબર પોતાની બાનુ સાથે હીંદુસથાનમાં મુસાફરી કરવા આવયો હતો. એ બંને ધણી ધણીયાણીઓ તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૮૫ ને દીને દોખ્માંઓવાલા ડુંગરની ભેટ લીધી હતી, એ જાણીતા મુસાફરોએ પોતાની મુસાફરીની ચોપડી ર) વાલમમાં છાપાવી પરગટ કીધી છે, તેની શેવટે જરથોસતીઓના ધરમનાં બાબમો તેવોએ નીચે ફરમાણે લખાંણ કીધું છે:—

"પારસીઓ એક કોમ લેખે ઘણાજ સુધરેલા અને ગ્નાની છે, બેશક એ સઘલું તેમના સાચા નીતી ભરેલા ધરમની ખુબીથીછે, અને તેમનાં મુદડાંઓ ઠેકાંણે પાડવાની રીત તેઓના ધરમનું એક સુંદર સવરૂપ છે."

બેરન બ્રુંનસંન નામનો એક કાબેલ જરમન વીદવાંન યાહુદીઓ અને જરથોસતીઓનાં ધરમ પુસતકોની સરખામની કરી હેવું જણાવે છે કે "યાહુદીઓએ અવસતાના ધરમ ઉપરથી પોતાનો મહજબ ઉભો કરીયો હતો."

ઉપલાજ વીદવાંનની પેઠે પરોફેસર "હવસડ" નામનો એક બીજો વીદવાનબી એમજ કહેછે કે:—"ઇરાંનીઓના ધરમ સંબંધી વીચારો યાહુદીઓએ ઘણાખરા નકલ કરી લીધાછે."

"ડાયોજીનીસ લેયરસીઅસ" નામનો એક વખાણાયલો રૂમી ફીલસુફ પોતાનાં પુસતકમો એમ જણાવી ગયો છે કે:—

"માજદીયસનાન લોકોમાંથી જીમના સોફીસતો યાને નાગા ફીલસુફો એટલે કે બહરાંમણો ઉતપન થયેલા છે તથા યાહુદીઓબી તેઓમાંથીજ નીકલેલા છે યાને જરથોસતીઓ અસલી અને યાહુદી નકલી છે."

વલી "કલી આરકસ સોલીનીસીયન" નામનો એક વીદવાન ગરંથકાર ઉપલા વીદવાનોને મલતા વીચારમાં એમ જણાવે છે કે:—

"બહરાંમન લોકો માજદીયસનાન લોકોમાંથી ઉતપંન થયેલા છે અને બીજા વીદવાનો એમ જણાવે છે કે યાહુદી લોકો પણ એઓ (માજદીયસનાન) માંથી પેદા થયેલા છે."

આપણો મજદીયસની ધરમ કેટલો બધો પુરાતમ છે તે વીશે માહતમાં સીકંદરનો ઉસતાદ "અરસતા તાલીસ" પોતે ફીલસુફી ઉપર લખેલાં પુસતકમાં એક ઠેકાંણે એમ જણાવી ગયો છે કે "માજદીયસનાન લોકો મીસર દેસના રેહેવાસીઓ થાનેબી ઘણાજ વધારે પુરાતમછે."

આગલ ઇંગલાંડની આમની સભાના એક મેમબરે એવું જણાવીઉં હતું કે "હીંદુસથાનના લોકો જેમ બાહેરથી કાલાછે તેમ અંદરથી પણ કાલા છે." સર ચારલસ ફારબસે એ વેલાએ ઉભા થઈ પાછો સવાલ કીધો કે શું હીંદુસથાનના પારસીઓનેબી આ ટીકા લાગુ પાડવામાં આવેછે? પેલા બોલનારે જણાવીઉં કે "હા" આ ઉપરથી સર ચારલસે હીંમતથી જવાબ આપયો કે બીજા દેશીઓ માટે હું જવાબ આપવાનું માથે લઈ શકતો નથી, પણ પારસીઓ માટે કહું છું કે "તેઓ હમેસ સારી નીતીનો અને સચાઇનો લેબાસ પેહેરેછે. સાચું બોલવું, સાચું વમાસવું અને નીતીમાન રેહેવું એ તેમનાં ધરમની ઉતમ ખુબીઓ છે. આપણામાં (અંગરેજોમાં) લોહાર, ઢેડ, વેશીઆ, ભીખારી વગેરે છે; પણ પારસીઓના પવીતર ધરમની કેલવણીને લીધે તેઓમાં એવું કાંઇ નથી. પારસીઓ કેવાછે તે વીશે હીંદુસથાનમાં જઈ આવેલા લશકરી અને સનદી અમલદારોના હું મત લેઇશ અને તે હું આવતી સભામાં જાહેર કરીશ." એ મુજબ તેને હીંદુસથાન જઇ આવેલા સઘલા અમલદારોમાં એક સરકયુલર ફેરવીઉં હતું અને આમની સભાની ખાતરી કરી હતી કે પારસીઓ જેવા નીતીવાન, પરમાણીક બીજા કાઈ નથી.

"ઓ૦ સી૦ આર મારકહામ" નામના એક કાબેલ અંગરેજ વીદવાને પારસીઓના કદીમ પાદશાહો તથા ઇરાંન દેશ મધે બનેલા બનાવોને લગતી એક મુખતેસર તવારીખનું પુસતક લંડન શેહેરમાં છપાવી બાહાર પાડયું છે, તેના દીબાચામાં તે એમ લખે છે કે:—

"ઇરાંનની સરજમીન ઘણીજ જલકાટ ભરેલા બનાવોની યાદગારી ધરાવનારી છે. ઇરાંન શબદના૰ ખુદ નામમાંજ તેજી અને ચલકાટ ભરેલા દેખાવો તલેશમાતીક રીતે ભેલાયલા છે. એ દેશ મધેના સઉથી કદીમ જમાનાના પેશદાદીયન ટોલાના પાદશાહો જે એકજ ખોદાને માનતા હતા, તે બનાવો ઉપર જયારે આપણ વીચાર કરીએ છે તીઆરે આપણા (અંગરેજોનાં) "અઇશાએઆ" અને "એઝરા" ના પુસતકોમાં આપણે વાંચીએ છીએ કે ખોદાતાલાની તાબેદારી, અને ફરમાનબરદારી કરનારા અસલ પાદશાહો તે એજ ઇરાંની પાદશાહો હતા, કે જેવોને તે ખોદાતાલાએ ગોયા પોતાના આડતીયા અથવા પેગમબરો તરીકે પસંદ કરી, આ પરૂથવીમાં કાંમે લગાંડયા હતા, અને જેવો જમશેદી મેહેલના જેવી નાદર ઇમારતો અને મકાંનો બનાવી પોતાની કીરતી આજ સુધી પરકાશતી રાખી ગયા છે, એટલુંજ નહીં પણ પોતાની રઇયત અને ખોદાની ખલકની ભલાઇ તથા આબાદી ચાહીને પોતાના મુલકમાં પુશકલ પાણીની નેહેરો અને નાલાંનાં બાંધકાંમ કીધાં હતાં. તેવી બાબદપર આપણે ધેઆંન આપીએ છીએ, તેઆરે તેવોની ખુબી આપો આપ જણાઇ તથા સમજાઇ આવેછે. ફીરદોશી સાએરની રૂસતમ પેહેલવાન વીશે જાંહાંમરદી ભરેલી કોશેશ જે પાદશાહ અફરાશીઆબ શાથની કરવામાં આવી છે, તે લડાઇનો જે રંગ રૂપ દરશાવવામાં આવેઉંછે, તે સઘલું આપણાં જીગરને કેવું ધ્રુજાવનાર તથા આપણા મનને ઉસકેરનાર છે. એ ઉપરાંત વલી પાછલા જમાનાના સાસાંનીયન વંશના પારશી પાદશાહોના દોરદમામ અને ધુમધાંમોની તવારીખ જયારે આપણ વાંચીએ છે, તયારેં ગોયા આપણી આંખો અચરતીથી દીપક મારી જાય છે. આ ઇરાંન દેશ જેવા માહા ઊપીયોગી મુલકની હાલત હવે પછે ગમે તેવી થાય, તોબી પારસીઓના આગલા પાદશાહોના જમાનાની તવારીખ ઉપર જયારે આપણ જોઇએ છે, તઆરે આપણા મન ઉપર ગોયા મોહોણીની અસરના જેવું ખેંચાણ થાય છે, કે જેથી આપણું ધેઆન તે તરફ વલગેલું રહે છે, અને હવે પછેબી ગોયા વલગેલું રેહેશે. એજ ઇમારતની શરજમીન ઉપર જરથોસત જેવા પેગમબરનો પવીતર ધરમ ફેલાયો હતો. એજ ઇરાંનના મુલકો ઉપર પારસીઓના કેઆંની પાદશાહઓએ રાજ ભોગવીને ખોદાતાલાની મરજી મુજબનાં કાંમો બજાવેઆં હતાં, અને એજ ઇરાની ભુમી ઊપર જમશેદી મેહેલોએ પોતાના રોનકદાર મીનારાઓ આકાશની બુલંદી ઉપર ઉઠાવેલા હતા, તેજ ઇરાંન ગોયા હવે પછેબી રોજે કેઆંમત તલક દુનયાંનાં લોકોનું દીલ પોતા તરફ ખેંચેલું રાખશે તથા તેનો સંબંધ અતીબત ખુશી ઉપજાવનારો ગણાતો રેહેશે."

ઓનરેબલ એચ. એલ. આનદરસન નામના હીંદુસથાંનની વડી૰ સરકારની ધારા બાંધનારી શભાના એક અધીકારીએ તા૦ ૨૩ ડીસેમબર શને ૧૮૬૪ ને દીને પારસીઓને માટે વારસા હીસા અને લગન, તલાકનો ધારો એ શભામા રજુ કરતી વેલાએ પોતાનાં ભાશાંણમાં પારસી અને તેઓના પુરાતમ ધરમ વીશે જે કહી સંભલાવેઉં હતું તે નીચે મુજબનું હતું:—

"મારાથી વીચાર કરવા વીના રેહવાતું નથી કે જે કોમ (જરથોશતીઓ) આપણી (અંગરેજોની) મીસાલે આ દેશમાં પરદેસીછે, જે કોમે ધરમ સંબંધી એતેકાદનું એક સઉથી પુરાતમ રૂપ જાલવી રખયુંછે, જે કોમનો વડો ધરમ ગુરૂ[1] પેલા ફતેહમંદ એસીરીયનની શાથે "જેરૂસેલમ" ગયલો ખુશુસ જણાવામાં આવેઓ છે, અને જે કોમની એબાદત કરવાની રીતી

---

[1]. આ ઇસારો જરથોસતી ટોલાનો એક વડો ધરમગુરૂ "રાબ—માગ" નામનો જે આગલ થઇ ગએલો અને જેરૂશાલમ શુધી ગયેલો કેહેવાય છે તેના વીશેનો કરેલો માલમ પડે છે.

"ઇજીકીઅલનાં" એક સઉથી પેહેલા સપનામાં દેખાઇ હતી, તેવી એક કોમની જીંદગીનાં સહુથી અગતના એક સંબંધ બાબે આપણુ ધારા બાંધનાર છઇએ, એ વીચાર કરતાં અજાએબી લાગે છે. સૌરવે ઉપર રાજ કરતા કીરતારની કરમ બખશેશથી યાહુડી લોકોની સુધરાઇ ઉપર મેજાઇ (મોબેદ) લોકોની સુધરાઇથી કેવી અસર થઇ છે તે તવારીખ સંબંધી ચુનોચરામાં એક ઘણો પ્રલવંત સવાલ છે તે અશરના (યાને માજદીયસની લોકોની સુધરાઇનાં) બે મોટાં પરીનામોને સઘલા વીદવાનો શોધી કાહાડે છે. પેહેલું યાહુદી લોકોમાંથી બુતપરસતીનો સદન્તર તીઆગ, અને બીજુ આવતા ભવ (મરણ પામવા પછી હમેશગી) વીશે વધારે આશકારાં થએલી તાલીમ. અલબતાં આવી રીતની ચુનોચરા બાબે મારાથી હીંયાં એક પલવાર એ શારોજ થઇ શકે. તવારીખનો બાપ "આદમ" જે કહી ગયો છે કે તેના વખતનાં આતશનાં પુજોરાઓમાં એવું મત હતું કે કોઇના કરજદાર યાને દેવાદાર રેહેવું તે વાત એવી અપરાધ ભરેલી ગણાતી હતી કે તેને (કરજદારને) સઉથી મોટા અપરાધોની ટીપમાં માતર બીજી પદવી આપી હતી. એ વાતમાં હાલના પારસી લોકોની વેપાર સંબંધી ઇજત અને સવતંતરપણાની અગમચેતીનો છાંયડો પડેલો દેખાય છે.

રેવરંડ ધનજીભાઇ નવરોજીએ તા૦ ૮ મી સપનેમબર સને ૧૮૮૬ ને દને "મેથડીસ્ટ" નામના દેવલમાં પારસીઓના સંશાર તથા ધરમ સંબંધી બાબદોપર ભાશન આપતી વેલા જરથોસતનો ધરમ ખોદા પરસતી છે તે વીશે એમ કહી સંભલાવીઉં હતું કે "ખરૂં જોતાં તો પારસીઓનો ધરમ ફકત પાંચ ગાથાઓમાજ છે કે જે ઘણીજ જુની ભાશામાં લખેલો છે કે જે શમજવામાં આવતો નથી. આ ગાથાઓ જરથોસત પેગંમબરના ફરમાનોથી ભરેલા છે. પાંચ ગાથાઓ ફકત ખોદાપરસતી ધરમ શીખવે છે એમાતો કશો શક યા સંદેહ નથી."

"રેવરંડ લાલ બેહારીડ" નામનો એક બંગાલી બાબુ પારસીઓ એકજ ખોદાને માને છે તે વીશે એક લખાંણમાં જણાવે છે કે :–

"પારસીઓ એકલા અહુરમજદ સીવાયે બીજા કોઇને માનતા નથી."

માજદીઅસની ધરમમાં આવેલાં, શુવાવડી દરદી ઓરતોને અડકવા પછી અડકનારે પોતાનું શરીર પાણીથી સાફ કરવું જોઈએ છે, તથા બીજાં સાફ કપડાં પેહેરવાં જોઇએ, એવાં ઉતંમ ફરમાનની ખુબી વીશે "હીસતરી ઓફ ધી મેડીસીયલ આરટ" નાંમના ઇ૦ શ૦ ૧૮૮૨ના શાલમાં છપાએલાં એક પુસતકમાં એમ લખે છે કે :—

"શુવાવડી અસતરીઓનાં દરદને લગતી હકીકત જે ગયાં ૨૫૦૦) વરસ ઊપરના જરથોસતીઓ અછી રીતે શમજતા હતા, તથા સફાઈ સુગડાઇ રાખતા હતા, તેની સમજ આ ચાલુ સદીની છેક આખેરીના વખતમાંજ આજના યુરોપીયન ડાકટરોને મલીછે, અને તે છતાંબી કેટલી બધી સુવાવડી યુરોપીયન અસતરીઓ બચાંને જનમ આપીયા બાદ બરાબર રીતની શંભાલ નહીં રાખવાને લીધે તાવના દરદની અસરથી, તથા ઘટતી સફાઇ ન સાચવવાથી દર વરસે મરણ પામે છે. જે ડાકટરો શુવાવડી અસતરીઓ પાસ જાય છે, તથા બીજા ઘરાકોમાં જવા આગમજ નાહાતા નથી તથા આંગપરનાં કપડાં બદલતા નથી, તેમનાં કપડાંમાં દરદી અસતરીને અડકયાથી ઝેહેરી અસર ભરાઇ રહેછે, જે ઝેહેર બીજાં દરદી ઘરાકોને લાગુ પડે છે, માટે ડાકટરોને માંથે ફરજ છે કે જયારેબી કોઈ શક ભરેલાં દરદવાલી અસતરીઓને અડકી આવે, તયારે પોતાનું તન નાણી ધોઇને સાફ કરે, કપડાં બદલી નાંખે, અને પછી બીજા દરદીની મુલાકાતે જાય. એજ મીશાલે એવાં દરદનું ઝેહેર કપડાંની મારફતે તથા રૂમાલની મારફતે એકના ઘરમાંથી બીજાંનાં ઘરમાં લેઇ જવાઇ અને ફેલાઈ શકાય છે, વાસતે સંભાલ રાખવી જોઇએ,"

"એમ. નયુઇબર" નામના એક વીદવાંન ઇતીહાસ લખનારે પોતાના પુસતકમાં હખીમાનની વંશના શેહેનશાહ "દારાં હીસતાસપે" "અલવંડ" પાહાડ ઉપર ખીલા રોકી હરફોથી કોતરાવેલી તકતીનો તરજુમો આપેઓ છે, તેમાં એ શેહેનશાહ દારાંએ આ દુનીઆનાં માંણસોને ખોદાઇ ધરમ પાલવા વીશે જે તાકીદ જણાવી છે તેમાં એમ કહે છે કે :—

"અરે ઓ લોકો! અહુરમજદનો ધરમ જે તમારી શોડે ફરીને આવેલો છે તેને નાબુદ થવા દેશોમાં, એ ખરો ધરમ ખબરદાર છોડશોમાં, નહીં તો તેમાં તમો થોકડખાશો."

વલી એજ વીદવાંનનાં પુસતકમાં પાદશાહ દારાંએ પાક ખોદાતાલાની તારીફમાં જે તકતીઓ કોતરાવેલી છે, તેનો સાર એમ જણાવેઓ છે કે:—

"યઝદોનો યઝદ અહુરમજદ કે જેણે આ ધરતી તથા પેલું આશમાંન બનાવેલાં છે, અને જેણે માણસ જાતને પેદા કીધાં છે, તથા જાન બખશયો છે, તેણે દારાયશને લોકોનો પાદશાહ તથા ધારા બાંધનારો કરેલો છે." વલી બીજી તકતીમાં ખોદાનો ઉપકાર માનતાં પાદશાહ દારાં જણાવે છે કે :—

"અહોરમજદે મને એ શેહેનશાહતો બખશી છે, મેં શેહેનશાહતો મેલવી તીઆં શુધી અહોરમજદે મને મદદ કરી છે, અહોરમજદનીજ કરમબખશેશથી હું એ શેહેનશાહતનો માલેક થયલો છું." વલી એજ પાદશાહની પોતાની રઇયત એક ખોદાને માનતી હતી, તેની કારકીદીમાં જણાવે છે કે :—

"આ દેશમાં જેવો ખરો ધરમ પાલતા હતા તેવોનો હું રખેવાલ થયલો છું, તથા તેમને મેં માન અકરામ આપેઆં છે. જેવો કુફર હતા તેઓને મેં બુનબેખથી તદન ઉખેડી નાખેલા છે. અહોરમજદે પોતાની કરમબખશેશથી જે દીવસથી એ દેશો મારે સવાધીન આપેલા છે, તે દીવસથી તેવો અમન ચમન રહેલાં છે, જે હુકમ મેં ફરમાવેઓ તે તેઓએ બજાવેઓ છે."

હાખીઆમની વંશના જરથોસતી પાદશાહો એકલા એક ખોદાને માનતા હતા તે વીશે પાદશાહ "ઝરકસીસે" "પરસીપોલીસ" ના મેહેલ ઉપર એક ખીલા રોકા હરફવાલી તખતી કોટરાવી છે, તેનો તરજુમો "પરોફેસર લાસને" કરીને પોતાનાં પુસતકમાં આપેઓ છે, તેમાં એ પાદશાહ એમ કેહે છે કે:—

"પાદશાહ ઝરકસીસ કેહે છે જે અહોરમજદની કરમબખશેશથી મેં આ મોટો દરવાજો બનાવેલો છે, મેં તથા મારા બાપે આ પરસીપોલીસ શીવાએ બીજાં ઘણાંએક નામીચાં બાંધકાંમો બંધાવેલાં છે, જેબી ઉમદા બાંધકામો હાલ જોવામાં આવે છે તે અહોરમજદની બખશેશથી અમે (બંને બાપ દીકરાએ મલી) બનાવેલાં છે. પાદશાહ ઝરકસીસ કેહેછે જે માહારો તથા મારી શેહેનશાહતનો અહોરમજદ રખેવાલ હોજો, મેં તથા માહારા બાપે જેબી કાંમો કરેલાંછે તે બનેઓનો ઓ અહોરમજદ તું નીગેહબાન થજો!"

"મોનશીઓ શીલવેસટર દસાસી" નામનો એક ફરેંચ વીદવાંન જે પારીસની "ઇનસટીટયુંટ" નામની મંડલીનો એક મેમબર હતો, તેણે બેહેસતુનવાલા પાહાડ ઉપર શાશાનીયન પાદશાહ શાપુર જુલકતરે પેહેલવી જુબાનમાં કોટરાવેલી તકતીનો જે તરજુમો કરેઓ છે, તેમાં એ પાદશાહ પોતે ખોદાને માનનારો હતો, તે વીશે લખેઉં છે કે :—

"અહુરમજદ યાને પરમેશવરને માનનારનો આ આકાર છે. બુજરગ શાપુર ઇરાંન તથા અનઇરાનના પાદશાહોનો પાદશાહ, ખોદાઇ બુનીયાદનું એક આકાશી બચચું તથા ખોદાને માનનાર બુજોરગ પાદશાહ હોરમજદનો છોકરો અને પાદશાહોના પાદશાહ બુજરગી ભરેલા (પાદશાહ) નરશીનનો નબીરો છે."

"મોરસીઓ સીલવેસટર દસાસીએ" નકશે રૂસતમ વાલો પાહાડ જે એશતેખરનાં મેદાન આગલ ચેહેલ મીનાર અને સુરગાબ વચે આવેલોછે તે ઉપર શેહેનશાહ અરદેશર બાબાકાનના આકાર નીચે પેહેલવી ભાશામાં કોતરાવેલી તકતીનો શને ૧૭૯૩ ઇસવીમાં કરેલો તરજુમો પોતાનાં પુસતકમાં આપેઓ છે તેમો એ શેહેનશાહ એકજ ખોદાને માંનતો હતો તે વીશેનો અરથ એમ થાય છે કેઃ—

"આ બાહવસ્તુ ઇશિવરી પાદશાહ પાપકી (બાબક) ના બેટા ઇશિવરી બુનીઆદ ધરાવનાર અહુરમજદને માનનાર શેહેનશાહ અરદેશરનું છે."

સાસાનીયન શેહેનશાહ સાપુર પેહેલાએ પરસીપોલીસની થોડીક વેગલાઇએ હાજી આબાદ નામના ગામ નજદીકનાં એક પાહાડ ઉપર પેહલવી ભાસામો પોતે કોતરાવેલી તખતી સર આર. કે. પોરટર નામના ઇરાન દેશનાં એક અંગરેજ મુસાફરે પોતાની મુસાફરીવાલાં પુસતક પેહેલાને સફે ૫૧૩ મે આપી છે. એ તક્તીની ઉકલાંન બાબેની તકરાર અગાઉ ઘણી થઈ હતી, પણ તેનો પરોફેસર ડાકતર મારટીંગ હાઉગે કીધેલો તરજુમો નીચે મુજબનો છેઃ—

"ઈશવરી પાદશાહ બાબકના નબીરા, ઇશવરી બુનીઆદ ધરાવનાર હોરમજદને પુજનાર ઇરાનના શેહેનશાહ અરદેશરનો હું જે શાપુર દીકરો છેઊં તથા ઇશિવરી બુનીઆદ ધરાવનારો ઇરાન તથા અનઇરાનનો હું જે શેહેનશાહા છેઊં, તેનો આ લેખ કોતરાવેલો છે. આ તીર અમોએ અમીર ઉમરાવો, છતરપતીઓ તથા બુજુરગવાર સખશોની હજુરમાં ફેંકી, આ ઓહોમાં અમારો પગ મેલયો ને એક નીશાન તરફ પછી બાહાર તીર ફેંકયો, પરંતુ પેલો તીર તે નીશાનથી દુર દુર જવા લાગયો. જાંહાંબી પેલો તીર ફેંકવામાં આવયો તાંહાં પેલી નીશાન ગોયા ગેબ થઈ જવા લાગી. એટલામાં કોઇનો ગેબી હાથ આવી આ પરમાણે લખી ગયો જે, આ ઓહ અંદર તમારો પગ મેલશો ના ને આ નીશાન ઉપર કશેંબી તીર ફેંકશો ના."

મુશલમાનોના પેગમબર હજરત મહમદે પોતાની કોરાંનમાં "બરાત" નામના "સુરા" માં જે લોકો પાસે ખોદાઇ ફરમાન છે તેવા લોકો પાસેથી જજીઓ લેવો અને જે ટોલાના લોકો ખોદાઇ ફરમાંન ધરાવતા નહીં હોએ તે લોકો પાસેથી જજીઓ નહી લેવો અને તેઓ સાથે લડાઈ કરીને મુસલમાંની ધરમ કબુલ કરાવવો તે વીશેનું ફરમાન પોતાનાં શાગરેદોને કરીઉં છે. તેમો પારસીઓ ખોદાઈ ફરમાન ધરાવનારા છે એમ હજરત મહમદ કહી ગયો છે તે બાબેનો હેવાલ નીચે પરમાંણે છેઃ—

"લડાઈ કરજો હેવા લોકો સાથે જેવો પરમેસવર ઉપર એકીન નહી રાખે, કયામતના દાહાડાઓ ઉપર એકીન નહીં રાખે, અને જે કંઈ પરમેશવરે તથા પેગમબરે હરાંમ કીધેલું છે તે નહી જાણે અને પરમેશવરના ધરમને માંને નહી. અને જે લોકો ઉપર પરમેશ્વરના પુસતક આવેલાં છે તે લોકો જજીયો આપે, હાથો હાથ રોકડો, તેહેવા લોકો મોકલા છે" ઉપલી બાબદના ખોલાસામાં શ્રી "બેદાવી" દેશના મુસલમાન કોમના એક મોટા કાજીએ પોતાના એક પુસતકમાં એમ જણાવીઉં છે કે "બસુસન જે લોકો પાસે પરમેશવરનાં પુસતકો છે તે લોકો પાસેથી જજીયો લેવો, અને એ બોલની મજબુતી એમ જણાય છે જે હજરત "ઓમર" પારસી લોકો પાસેથી જજીઓ નહીં લેતો હતો. તેવારે "અબદોલ રેહેમાન બેનેઆહે" શાબશી આપી જે પેગમબર મહમદે પારસી લોકો પાસેથી જજીયો લીધો છે, અને આ પેગમબરે કહીઉં છે જે જે પરમાણે પરમેશવરનાં પુસતકનાં ધણીઓ સાથે સુહલેથી ચાલો તે પરમાંણે એ પારસી લોકો સાથેબી ચાલજો, શાશારૂ જે એવો ભરોસો છે જે એ (પારસી) લોકો પાસેબી ઇશિવરી પુસતક છે તેથી કરી એ લોકોબી ઇશિવરથી

પુસતકના રાખનારાઓ શાથે મલતા છે અને એ લોકો વનાએ બીજા લોકો (બુતપરસતો) પાસેથી જમારેથી જજીયો નહીં લેવાએ." (એટલે જે તેહેવાઓને તો ખામખા મારીને મુસલમાધરમમાં લેવા જોઇએ.)

જરથોસતીઓની એકીનદારી, બુજરેગી અને દુરઅંદેશીના બાબમાં હજરત મહમદ પોતાની હદીશ[1] મધે વખાણ કરી ગયો છે તે બાબેનો દાખલો :—

"મુશારે કબુલ આનવાર દર એલમે "હદીશ" નામની એક અરબી કેતાબ ઊપરથી તેનો ઉરદુ ભાશાનો તરજુમો ઈ૰ શ૰ ૧૮૪૭ માં મુંબઈ મધે મહમદી નામના છાપાખાનામાં છપાઇ બાહાર પડયો છે, તેમાં સફે ૭૦૨ થી ૭૦૩ સુધી જરથોસ્તીઓને લગતી બાબદો આવી છે, તેમા લખે છે કે:—

"બીજું, "મસબબીહ" નામની કેતાબમાં અબુહોરેરા[2] ની રવાએત છે તેમાં લખે છે કે હમે હજરત મહમદ પાસે બેઠા હતા તેવારે "શુરએ જુમા"[3] ની આએઆત ઉતરી કે પરવરદેગાર કે જે શાહેબે પાક છે, તેણે અરબના મુલકમાં પેગમબર મોકલેઓ, અને જે લોકો (જરથોશતીઓ) હજુર અરબો સાથે મલેઆ નથી (મુશલમાનોમાં વટલેઆ નથી) તેમને માટે પણ પેગમબર મોકલેઓ છે, એ વખતે તે શાહેબ (મહમદ) ની મીજલશમાં બેસનારાઓ મધેથી એક સખસે તરણ મરતબે પુછયુ કે જે લોકો હજુર અરબ લોકોને મલેઆ નથી તેવો કોણ છે, તયારે હજરત મહમદે "સલેમાને ફારસી"ની[4] ઉપર હાથ મેલી ઉપર કહેલી "હદીશ" કહી સંભલાવી, અને કહીઉં કે અગર ઇમાન આશમાન ઉપર "પરવીન"[5] સેતારાના જેટલું દુર હતે, અને તેની ઉપર નજર નહીં પહોંચી શકતે તોબી ફારશના રેહેનાર (ઇરાની લોકો) તે (પોતાની દીનની એકીનદારી) ને શોધી કાહાડતે."

નામીચો શાહેર ફીરદોસી, પોતાના શાહાનામામાં જરથોસ્તી ધરમને માટે "દીનબેહ યાને બેહેતર દીન" કરી કહી ગયો છે—તે સાથે આગલા કદીમ ઈરાંનીઓ એકલા એક ખોદાને માનનારા હતા તે વીશે હેવું જણાવી ગયો છે કે:—"આગલા જમાનાંનાં નીઆગાંનો યજદાંપરસત હતા એટલે જે ખોદાને માનનારા અને તેની એબાબત તથા બંદગીના કરનારા હતા."

એજ સાહાનામાં મધે જરથોશતી ધરમોની મોતેબરી ઉપર આગલા ઇરાંની પાદશાહો કેટલા ઓસતવાર હતા તેના હેવાલમાં શાહેર ફીરદોસીએ જણાવેઉં છે કે :—

"ગોસતાસપ" પાદશાહના બાપ લોહરાસપે ખોદાતાલાની જનાબમાં ખરે પગે ઉભો રહીને તીસ વરસો તલક બંદગી કરેઆ કીધી હતી. એવીજ રીતની બંદગી તે ખરેખરી બંદગી ગણાએ છે, વાસતે એવીજ રીતે ખોદાતાલાને પુંજવો જોઇએ. જેવી પાદશાહ જમશેદની રાહરીત બંદગી કરવા બાબેની હતી તેજ રીતીથી, તે પાદશાહ "લોહરાસપે" નુરમંદ ખોરશેદ યજદની નીઆએશ અને સેતાએસ કરી હતી.

પારસીઓનાં અસો પેગમબર જરથોસતે જેઆરે પોતાની દીનનું એકીન પારસીઓનાં કેઆંની પાદશાહ "ગુસતાસપ" નાં દીલમાં ઉતારીઉં હતું, તેઆરે તે પાદશાહ ખુશાલીમાં

---

(૧.) હદીશ એટલે કે હજરત મહમદની ફરમાવેલી નશીહત તથા શીખામણ.
(૨.) અબુહોરેરા, એ મહમદના સોબતીઓ માહેલો એક હતો.
(૩.) શુર એ જુમા, એ કોરાંને શરીફ મધેનો એક ભાગ છે.
(૪.) શલેમાને ફારશી તે આપણા જરથોસતીઓનો એક ધરમગુરૂ દીનીઆર દશતુરને નામે ઓલખાતો હતો કે જે પાછલથી હજરત મહમદને મલી ગયો હતો.
(૫.) પરવીન એટલે સાતમા આસમાન ઉપર જે સેતારાઓનો જુમખો છે, તેને કહે છે, એને અંગરેજીમાં "પલીએડીશ" કરી કહે છે.

આવીને, પોતાનાં તખત ઉપરથી જાહેર રીતે બાગેબુલંદ આવજથી નીચે મુજબનાં શબ્દુનો બોલિઓ હતો. તે વીશે ફીરદોશી શાહાંનામાંમાં એમ જણાવે છે કે :—

"એ ભાઇઓ હું પોતે યજદાંની બંદગી કરનારો એક પાદશાહ છેઉં, અને તે પાક યજદાંએજ મને આ એ પાદશાહી તાજ બખ્શેઉં છે. વાસતે આગલા પાદશાહ લોકોની રાહરીતી ઉપર હું અમલ કરશ—કરાવશ, અને બદકાર લોકોને, તે ખોદાતાલાની દીનઆઇન ઉપર ચાલવાને, અથવા તે દીનનાં ફરમાંન મુજબ અમલ કરવાને ફરજ પારશ. ભલી દીનની રાહરીતી સીખવી અથવા શીખવવી જોઇએછે. સબબ કે દીન ધરમ ઉપરનાં એકીન વગરની શાહનશાહત કંઇબી રીતે ખુબીવંતી અથવા ગુણગારી ગણાતી નથી."

"આફ્રેજ અબરૂ" નામનો એક મુસલમાન ગરંથકાર પાદશાહ કેખશરૂ પોતાના આગલા નેઆગાંનોની માફક એક ખોદાનીજ પરસતેશ કરતો હતો તે વીશે પોતાની કેતાબમાં લખી જાય છે કે :—

"તવારીખ લખનારાઓ આપણને જણાવે છે કે પાદશાહ કેખશરૂએ પોતાના મરણ પછી પોતાનું બદન રાખવા કીજે પોતાની હયાતીમાંજ એક ગોફ્રો બાનવેઓ હતો,તેમાં તેણે બેશવાની જગા કીધી હતી, તથા આગલા પેગમબરોની માફક તેમાં બેશી તે ખોદાની બંદગી કરતો હતો, તથા નશીહત કરતો હતો કે માણસ જાતે તેજ શરવે શકતીવાન અને મોટા કીરતીવાલા શાહેબને માનવો જોઇએ."

પાદશાહ મીનોચેહેરે પોતાના બેટા "નોજર" ને ખોદાઇ દીન પાલવા વીશે જે નશીયત કીધી હતી તે વીશે ફેરદોશી લખે છે કે :—"પાક દીન વગર તુને કદી બીજો ધરમ પાલવો નહીં જોઇએ અને ખોદાઇ દીનથી તું ફરે નહીં તે બાબે તું સંભાલ રાખજે."

પાદશાહા ખુશરૂ પરબેજે પોતા સાથ રૂમી કેશરને ધરમ સંબંધી તકરાર થઈ તે વેલા રૂમી પાદશાહા ઉપર પોતાની ભલી દીનની તારીફમાં જે કાગજ લખેઓ હતો તે વીશે ફીરદોશીએ લખેઉં છે કે—"હમુને હમારા જુના ધરમની કંઈ લાજ નથી. અને સઘલી પરૂથવી ઉપર હુસંગના જેવો ભલો ધરમ બીજો કોઇ નથી."

"મસુદી" નામનો વખણાયેલો અરબ ગરંથકાર જે આજ આસરે નવસો વરસોની વાત ઉપર થઇ ગયો છે, તે પોતાના પુસતકમાં જરથોસતીઓ ખોદાઈ ફરમાન ધરાવનાર છે તે વીશે અને અવસતા ભાશાના ખોલાસા વીશે એમ જણાવી ગયો છે કે—

"પરમેશવર સોઉથી અવલમાં અવસતાવાંણી નાઝલ થઈ (યાને જાહેર થઇ) જેનાં પુસતકો અવસતા ભાશામાં હતાં. ઇરાંનીઓ એ ભાશા નહીં સમજવા લાગયાથી જરથોસત પછીના પાછલા દસતુરો તેની જંદ ભાશામાં શરેહ આપી ગયા. એ શરેહ ઉપરથી પાછલથી પાજંદ ભાશામાં શરેહ થઈ હતી. જે કોઇ શખસો અવસતાના કલામો સામે ધરમથી ઉલટી પોતાની મતલબ પરમાણે જંદની શાહદતો લાવે છે તેઓને (જરથોસતના અવસતા પરમાણે ચાલનારા) ઇરાંનીઓ જંદીક લોકો કરી કેહે છે."

ઇશવી સને ૧૬૪૩ માં સી કાશમીર શેહેરમાં દબેશતાંન નામની એક કેતાબ[૧] બનેલી છે, તે કેતાબમાં આગલા કદીમ ઇરાંનીઓ એકલા એકજ ખોદાને માનતા હતા તે વીશે તથા તેઓના ધરમ પુસતકોની ખુબીમાં જે લખાંણ આવેલ છે તે આ પરમાણે છે :—

"ઇરાંનીઓનો સઉથી પેહેલો મહજબ એ હતો કે એકજ પરમેશવર જેણે પોતાની શકતીથી આ દુનયાં પેદા કીધી છે, અને પોતાની દુરઅંદેશીથી આ દુનયાં ઉપર રાજ ચલાવેછે

૧. દબેસતાંનેલ મજાહેબ યાને મહજબેની મકતબ અથવા આચારોની નીસાલ.

તેને માંનવો, તેનાથી બીહીને ચાલવું, તથા તેનીજ સેતાએશ કરતા રેહેવું અને અવશતાએ જંદની કેતાબો મધે ઓદાતાલાએ તમામ એલમ તથા હુનરો જાહેર કીધેલા છે, તે મધે કોઇ બીના છુપી નથી, અને કેટલીક હકીકતો ભેદમાંબી રહેલી છે, પણ તેનો ખુલાશો શમજાયાથી કોઇનાં પણ ધયાનમાં ઊતરી શકે છે,"૧

"સારેસતાની" નામનો વખાણાયલો એક ગરંથકાર જે ઇશવી શને ૧૧૫૩ માં બગદાદ શેહેરમાં મરણ પામીઓ હતો તેણે બનાવેલાં "ઉલ મલલ વ નહલ" નામના પુસતકમાં જરથોસતીઓ મુરતી પુજક નહી પણ ઓદાને માનનારા છે તે વીશે એમ લખે છે કે:—

"માજીલોકો (માજદીયસનાન લોકો) મુરતી પુંજક નહી પણ એક ઓદાને માનનારા છે."

મુલ્લાં મહમદ નામના એક કાબેલ મુસલમાને "નબ્રાએસ ઓલકનુન" નામની એક અરબી કેતાબમાં જરથોસતીઓ માતર ઓદાઇ ધરમાંનો ધરાવે છે તે બાબે વીચાર જણાવતાં એમ લખેઉં છે કે:—

"જરથોસતીઓ ઉપર ઇસવરી પુસતકો ઉતરેલાં છે" (યાને એકલા એક ઓદાને માનવાના ધરમાંનો તેઓ ધરાવે છે.)

અબદુલ અજીજ નામનો એક મુસલમાન ગરંથકાર જે દીલ્લી શેહેરનો રેહેવાસી હતો તેણે "તફસીરે ફત હુલ અજીજ" નામની ફારસી કેતાબ જે ઇશવી શને ૧૮૧૧ માં બનાવીછે તેને શફે ૧૮૯ માં જરથોસતી લોકો ઓદાઇ ધરમાંન ધરાવનારા છે તે બાબે એમ જણાવેલછે કે:—

"મજુસી (માજદીયસનાન) લોકો અસલથીજ આસમાની કેતાબ રાખતા આવયા છે, (યાને એકલા એક ઓદાને માનવાનું ધરમાંન ધરાવનારા) અને તેઓની દીનમાં માણસને બેહોસ નહી કરે અને તંનદરોસતી બખશે એટલોજ સરાબ પીવો રવા કેહેલો છે.

---

## ભાગ ૩ જો—આતશની બાબદમાં.

(આતશની ખુબી વીશે, તથા જરથોસતીઓ આતશની શનમુખ બંદગી કરે છે તેથી તેઓ કંઇ આતશપરસત ગણાતા નથી તે વીશે ઘણાક વીદવાંનો મતો આપી ગયાછે-જેમાંનાં કેટલાંક મતો હમો હમારાં "પુરાતમ આતશખાના" નામના રેશાલામાં જણાવી ગયા છે તે ઉપરાંત બીજા વધુ દાખલા જે મલી આવેઆ છે તે હેઠલ જણાવીએ છે)

સતરમી સદીમાં ભેદી વીધાના લખાણ કરનાર "રાબરટ ફલડ" નામના ઇંગરેજ ગરહસથે આતશ વીશે ઘણો શરશ ખોલાસો પોતાના પુસતકમાં કીધો છે:—તેમાં તે જણાવે છે કે

---

૧ ઉપલી દબેસતાંન કેતાબને માટે કેટલાકો ભુલાવાથી એમ શમજે છે કે તે કેતાબ શેક મહમદ મોશનફાંનીએ બનાવી છે-પણ તે ધારવું કેવલું ખોટું છે તે આટલા ઉપરથી જણાશે કે દબેસતાંન કેતાબનો બનાવનાર મોહશનફાંની છે. એવો વીચાર સર વીલીયમ જોનસનો હતો તે વીચારનો કરનલ વાનસ કેનડીએ એક મોતેબર રદીઓ મુંબઇની "લીટરરી સોસાયટી" નામની મંડલીનાં બીજા પુસતકમાં આપીઓછે, જેમાં તેણે સનેની ગણતરી ઉપરથી ઓલસી રીતે દેખાડી આપેલ છે કે એ માહાભારત કેતાબનો બનાવનાર મોહોસનફાંની હોયજ નહીં પણ "શાહા મોબેદ" નામનો પારસી હોવો જોઇએ. એ વીદવાનના મતને પાછલથી સર વીલીયમ ઊસલી પણ ઇરાંનની મુસાફરીવાલાં પોતાનાં તરીજાં પુસતકનું શફે ૫૬૪ મે બાહલ રાખી ગયો છે, તેમજ મરહુમ કાબેલ મોબેદ ફરદુનજી મરજબાંનજીએ દબેસતાંનનો ગુજરાતીમાં જે તરજુમો કીધો છે તેના દીબાચામાંબી એ કેતાબનો બનાવનાર શાહા મોબેદ હતો એમ જણાવેલ છે.

"માણસ તથા આ દુનયાને માટે આતશને ઉતપન કીધેલો છે અને તેનો દરજજો બુલંદ છે; પણ શું એટલામાંજ તેની ખુબી સમાયલી છે? અય દુનયાના સાંચાકામ મધેના અભીચારી મનુશ, તારાં પોતાનાં શરીરમાંના ઝલકાટથી ભરેલો ચેરાગ શું એટલીજ બુલંદી ધરાવે છે? આ માટી રૂપી દેહમાં શું રોશની પ્રકાશતી નથી? અય ખુદરતી વીદ્યાની વાકેફગારી ધરાવનારા વીદવાનો, તમે તેનું વરણન કરો. આતશનાં કર્મોની નોંધ કરો. એ બાબત પરકરતીની સાંકલમાં વીટલાયલી છે, એમ વીચારો. સઘલી ચીજોના બાહેરના તેમજ માહેલા છેક ભીતરના ભાગમાં તેની અસર થાય છે, એમ વીચારો; અને તું તથા તારી દુનયા ફકટ વચેની વસતુ છે; અને બાહેરની તેમજ અંદરની બંને બાજુએ એક સરખી છે, તેથી શું તેની ચમતકારીક સચાઇએ તું સમજી શકશે! તારા દીલમાં ભય રાખી આતશની, (તેના ભેદને માટે) આરાધના કર. જેમ દીલમાં ધાસતી સાથે, વાંકું મોહડું રાખી તેને કબલા તરીકે નમયા પછી એક માજી તેથી દુર થતો હતો તેમ તારું મોહડું તેની સનમુખ કરવાથી તું દુર રાખ. એક મુરતી પુજા તરીકે નહીં ગણાતાં જયારે પુરાતમ ઇરાંનીઓ તથા તેમના ઉસતાદ માજીઓએ તેની પરશતેશ કીધી તયારે તેમાં અજાયબ થવા સરખું કંઇ નથી. ચમતકારોથી ભરેલા આ માહાભારત તતવની ખુબી જોઈ તેઓએ (યાને જરથોસતીઓએ) તેને નમી આરાધવાનો ઠેરાવ કીધો હતો; અતયંત સચાઇથી ભરેલો કેબલો તેઓએ તેનો કીધો હતો; એટલું છતાં પણ માણસના વીચાર તથા તેની ફીલસુફીમાંજ નહીં પણ વલી તેની સરવેથી સાધારણ બુધીએ તેને અશકય દેવતા ગણયો છે.

"પરોફેસર ડાકટર રાહોડ" નામના એક જરમન વીદવાંને હોરમજદના કાયદાઓ શાથનો જીહોવાના કાયદાઓનો મુકાબલો હેવે નામનો એક રેશાલો છપાવી બાહેર પાડીઓ છે તેમો આતશ વીશે પોતાનો વીચાર આપતાં એમ લખે છે કે:—

"હોરમજદની બંદગીને માટે આતશને પવાતર જગયાએ, યાને આતશકદેહોમાં રાખીને કેબલા તરીકે માનવાનો છે, જેમ કીધાથી મોબેદોની ગંભીર બંદગીનું ફળ સપર પેહેલું હાંસલ થાય છે. આ બાબદનાં મુલ વીચાર વીશે આપણે તકરાર કરી ચુકયા છીએ કારણકે આ જગીઆએ (યાને આતશખાનામાં) તો ઘણું કરીને ફકત હોરમજદની જાહેર બંદગીનું જ ફરમાન હોય એમ લાગે છે પણ પોતાને માટે ખાનગી બંદગી દરેક માજદીયસનાન રાતરે કોઇબી જગયા ઉપર કરેછે. એ આતશની પરસતેસ જેને ઘણીજ પવીતર ગણવામો આવતી હતી. જે મોબેદ એ પવીતર આતશની જાલવણી કરીને તે તેને સદા રોશન રાખે છે તેના (મોબેદના) પોતાના ખરાબ દમથી આતશ અપવીતર નહી થાય તે માટે પોતાના મોહોડાં આગલ એક "પનામ" (પદાન) આડુ રાખવું પડે છે. વલી તેનાથી (મોબેદથી) આતશને પોતાના ખુલા હાથથી અડકી શકાતું નથી તેમજ આતસ ઉપર મુરદાં જેવી અપવીતર તથા નજીસ જણસો (હર એક જાતની નસા ભરેલી ચીજો) નાખીને અપવીતર કરવા માટે તેને (નસો બાલનારને) મોહોતની શીખસા ફરમાવી છે. હોરમજદી આતશ પરસતી તપાસીને જોતાં ખુદરતી રીતે આપણને મુસાનાં પુસતકોમાં જણાવેલી જીહોવા (યાને ખોદા) ની આતશ પરસતી યાદ આવયા વગર રેહેતી નથી. જીહોવા પણ રોશણીમાં રેહે છે તેનો મહીમાજ રોશણી છે અને હોરમજદની માફક આતશમાંથી જાહેર થાયછે. તેના (જીહોવાનાં) ધરમગુરૂઓ પણ છ જાતના આતશો કબુલ રાખે છે જેમને તેઓ (જીહોવાનાં ધરમગુરૂઓ) જુદદીનોના અપવીતર આતશથી જુદા ગણેછે; જેમાં પેહેલો જે એરોને આપેલા પેહેલા ભોગની વખતે આકાશ ઉપરથી ઉતરેલો પવીતર આકાશી આતશ જે હંમેશાં બલતો રેહે છે તે. એ ઉપરથી આપણે સવાલ કરશુ કે જીહોવાની આરાધના જે હોરમજદની આરાધનાને મલતી આવે છે તે શુ ફકત અકસમાતથીજ હોવી જોઇએ!

"એડનબરો રીવીયું" નામનાં અંગરેજી ચોપાંનીચાંના અકટોબર સને ૧૮૮૫ વાલા અંકમાં "ઇરાંનના અસલી રેહેવાસીઓ" હેવે નામનાં મથાલાં વાલી બાબદમાં પારસીઓ આતશને ખોદાઇ નુર તરીકે ગણી માનેછે તે વીશે એમ જણાવે છે કે "પારસીઓને આતશની પુજા કરવાનો જે દોશ દેવામાં આવે છે તે ખોટો છે. હાથે કરીને દવેસભાવથી અથવા તો અજાણપણાથી તેમને એ બદલામી લગાડવામાં આવે છે. જરથોસતે આતશને કાંઇ પુંજા કરવા ને બનાવીઓ ન હતો, પણ તેમની સનમુખ ઉભા રહી તેની સવછતાને વખાંણી ખોદાને યાદ કરવાને બનાવીઓ હતો. પારસીઓ કદી બીડી પીતા નથી, તેઓ આતશને હોલવતા નથી, અને પાંણી અથવા આતશને ખરાબ કરતા નથી. તેઓ જે કુસતી બાંધે છે તે જરથોસતી ધરમની એક ખાસ નીશાન છે. તે ઉનના ૭૨ તારોની બનાવવામાં આવે છે. એ ૭૨ તાર યજસનીના ૭૨ હાછે. તે બાંધતાં ખોદાને યાદ કરી શારાં કામો કરવાની ફરજ બતાવે છે અને વંદીદાદના પુસતકમાં સુગડાઇ, સફાઇ તથા નીતીનાં લખાંણો છે.

કરનલ હેનરી એસ. આલકોટે મુંબઇની ટાઉનહાલમાં પારસીઓના ધરમ વીશે કરેલાં ભાશાંણ વેલા પારસીઓને જુદદીનવાલાઓ આતશ પરસત કેહે છે તેના રદીઆમાં તે વીદવાને એમ કહી સમજાવીઊ હતું કે:—

"પારસીઓને આતશપરસત કહેવામાં આવે છે પણ તે તદનજ ખોટું છે. તેઓતો આતશને તેમજ શુરય તથા આંવાંઅરદુઇશુર જેમાં સઘલી રોશનીઓનું ગેબી નુર તથા સઘલાં જીવજંતુઓની ઉતપંતી સમાયલી છે, એમ વીચારીને અહુરમજદનું નામ આપી તેનો કેબલો કરે છે."

જરથોસતીઓ આતશને ખોદાઈનુર તરીકે ગણી ખોદાની બંદગી કરે છે તે વીશે "તબરી" નામનો નામીચો મુશલમાન ગરંથકાર પોતાના પુશતકમે એક ઠેકાંણે એમ લખી જાએ છે કે:—

"પાદશાહ કેખશરૂ પોતાનાં બાપના ખુનનુ વેર લેવાને પેહલાં અફરાશીઆબની શોધમાં નીશફલ થયો તેઆરે પાછો ઇરાનમાં આવીને પોતાની સતા ચોકસ કીધી અને તેઆર પછી પરવરદેગારની બંદગી કરવાને કીજે તેણે આજર બાએજાનના આતશ ખાના તરફ પોતાનું મોહડું ફેરવીઊ. (યાને તયાં ગયો). (તબરી ફીરદોસીની આગમજ થઇ ગયો છે.)

ઇરાન દેશનાં શેહેનશાહ નસરૂદીનનો હીનદુસથાન ખાતેનો માજી એલચી નામદાર "મીરજા હોસંન કુલીખાંન" તારીખ ૧૪મી મારચ સને ૧૮૮૬ ને દને મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીના આતશ બેહેરાંમ શાહેબનું મકાંન જોવા આવયો હતો. તે વેલા જરથોસતી ધરમ બાબે વોચાર જણાવતાં પારસીઓ આતશને એક નુરી કેબલા તરીકે માન આપે છે અને જેવો તેઓને આતશ પરસત કેહે છે તે ખોટું છે તે બાબે એ નામવરે એમ જણાવયું કે

"જેઓ પારસીઓને આતશ પરસત કહે તેઓ એક મોટો ગુનાહ કરેછે કારણ કે પાક યજદદની બંદગી અને અહુરમઝદની પરસતેસ કરનારાઓને એમ કેહવાથી ખુદ યજદાં અથવા અહુરમઝદને એક મોટું અપમાન કરયા બરાબર છે, અને એમ બોલનાર પુરૂશ પોતે યજદાંપરસત નથી એમ પોતાને સાબેત કરી આપે છે. કુલ જહાંનમાં આતશની બરોબરી કરનારી બીજી કોઈ પણ ચીજ નથી અને આતશનો કેબલો ખરોજ યજદાંનો કેબલો છે. યજદાં સરવે વખતે અને સરવે ઠેકાંણે હાજર હોય છે પણ તેને કોઇ જોઇ શકતું નથી તેમજ આતશ (ગરમી) સદા કાલ સરવે ઠેકાંણે છે પણ તેબી જાહેર નથી. ગરમી વીનાં દુનીયાં હયયાતી ભોગવે એ માનવુંજ ખોટું છે, માટે તે ગરમીનું મુલ (આતશ, ખુરશીદ) યજદાંની શકતી અને તવાંનાંઇનું ખરૂં પરતીનીધી છે. ખોદા છે તયાં સુધી ગરમી છે અને ગરમીથીજ દુનીયા સરજઇ છે અને ચાલુ છે. માટે એ ગરમીના મુલ (આતશ, ખોરશેદ) ની સેતાયસ

ઘટતી અને તદન વાજબી છે. અને તેટલા માટે આતશ–ખુરશીદની સામે ઉભા રહી બંદગી કરવી ખોદાઇ દરગાહમાં બંદગી કરયા બરોબર છે. અને તમો જરથોસતીઓ તમારા જેહાન-આશકાર તરીકાપર ચાલી યઝદાં પરસત અને અહરમઝદ પરસતનું માંન ભરેલું નાંમ જાલવવાને ભાયગશાલી છો. ઇરાનમાં દાનેશવરો પોતાની દાનેશ તથા વીદયાના સબબથી આતશ (ગરમીનાં મુલ) ને વાજબી કારણ આપે છે, એવું માન દરેક ખોદાપરસતે આપવું ઘટારત અને સઝાવર છે. આટલું કહી એ નામવરે ઘણા ગંભીર અવાજે એક ટુંક દુઆ કીધી હતી અને ખોદા પાસથી ખરા અંતકરણથી ચાહયું હતું કે કદીમ ઇરાનનાં નામનો આતશ સદા રોશન રેહે. આ દુવા તેમના સેક્રેટરીએ ગુજરાતીમાં સરવેને કહી સંભલાવી હતી.

"લારડ બીશપ મીયુરી" ને "ઝોરાસટર એનડ ક્રાઈસટ" એવે નામના પોતાના રીશાલામાં આતશની બુલંદી વીશે ૪૦ મે સફે લખ્યું છે કે :—

"હજરત જરથોસતે પેગમબરી દાવો ઉઠાવેઆબાદ, માતર એખલા એકજ ખોદાની પરેસતેશની રીતીજ સજીવન કીધી નહી હતી પણ આગલા ઇરાનીઓની બંદગી કરવાની જે સઘલી પાકીજેહ રાહરીતીઓ હતી, તે રાહરીતીઓબી એ જરથોશતે પોતાના જમાનામાં પાછી સજીવન કીધી હતી. એ રીતીઓમાં સઉથી ખાસ રીતી તે આતશને કેબલો ગણીને ખોદાતાલાની બંદગી બજાવવા બાબેની હતી, કે જે ખોદાતાલા, અસલી ઇરાણીઓના માહાબુલંદ એતેકાદ મુજબ, તમાંમ જાતની રોશની અને નુરમાજ સદાકાલનો ગરકાવ છે. આગલા વખતમાં આતશની પાશબાની કરનાર ઇરાની ધરમગુરૂઓને "સોસીએંનતો" કરી કેહેતા હતા, કે જે પુંજારાઓને હીંદુઓના ધરમ પુસતક "વીદા" માં "આથરવાન" કરી જણાવેલા છે. હીંદુઓના "રીગવેદ" પુશતકમાં આથરવાનને આતશનો શલગાવનાર, અથવા આતશને રોશન કરનાર તરીકે જણાવેઓ છે. હવે આગલા જમાનાના રોમન લોકોબી. અસલ ઇરાન સરજમીન માંથીજ જુદા પડીને, યુરોપના ભાગ તરફ આવી વશેલા જણાએઆ છે. અને પેલા બરાહામીન લોકોનું ટોલું ઇરાનથી નીકલીને હીંદુસથાન તરફ આવયું હતું, તેનીબી ઘણા આગમજના વખતમાં એ રોમન લોકો જુદા પડેલા દીશે છે, અને એ રોમન લોકોબી આતશની કેબલા તરીકે પુંજા કરતા હતા. તેઓના પુંજારીઓને "ફલેમાઇનસ" કરી કેહેતા હતા. અસલ "ફલેર" બોલનો માએનો આતશને સલગાવવું, અથવા રોશન કરવાનો અથવા બલતું કરવાનો થાએ છે, અને એ ઉપરથી આતશને રોશન રાખનાર, અથવા આતશની પાશબાની કરનાર શખસોને "ફલેમાઇનિસ" કરી કેહેતા હતા. એવા શખશોની પાશબાની હેઠલના આતશને, કંઇબી જાતની પાક કીરીઆના અથવા ભણતણના કામ સીવાએ, કોઇબી બીજાં કામસર કોઇને આપવામાં, કે વાપડવા દીધામો આવતા નહીં હતા. કોઇબી જાતની ગલીચ કે અપવીતર ચીજથી અથવા મરણ પામેલી લાશના અડકવાથી, અથવા કોઇ મરણ પાંમેલાઓની ઘોર આગલથી, તેવા આતશને શદા દુર રાખતા હતા, તથા તે આતશના પાશબાનોબી એવીજ ચીજથી સદા અતરંગ રેહેતા હતા. જેઆરે આ આતશના પુંજારીઓ કંઇ કીરીઆ કામ કરતા હતા તેઆરે પોતાનાં હાથમાં પેલો "વીલગાકામીટિકયુલા" નામનો રોપો અથવા દાંખરી રાખતા હતા, કે જેને જરથોસતી લોકો ધારીઆ મેલે "બરશમ" કરીને કહે છે. અને એ આગલા વખતના રોમન લોકોના પુંજારીઓ એટલી બધી ચોખાઈ અને પવીતરાઈ વાપડતા હતા કે, બદનપરના કાપેલા બાલ અથવા નખોબી, ખાડા ખોદીને જમીનમો દાટતા હતા. હવે પારસી લોકોના વંદાદાદની ૧૭ મી ફરગરદમાંબી એવુંજ ફરમાન જણાવેલુંછે,–અને દાદાર અહોરમજદે જરથોસતને એમ ફરમાવેલું છે કે, "એ જરથોસત, કાપેલા બાલ તથા નખ દુરની જગાપર લઈ જઇને, ખાડો ખોડીને દાતવા જોઇએછે." આગલા વખતના રોમનલોકો, જે પુંજારીઓને "ફલેમેન" કરી કેહેતા હતા, તેવા શખશોને હીંદુ લોકો "બરાહામીન" કરીને કહેછે, તે એક બીજાને અછી રીતે એક

મલતું આવેછે, અને "બરાહામા" અથવા "ફ્લામા"નો અરથબી, આતશ અથવા બલતાંનો થાય છે, એક નીરમલ અને પાકીજેહ આતશનું નુર અથવા–રોશની; તે પરવરદેગારના અસલ નુરના ફેબલા તરીકે ઘણીજ બરોબર રીતે માનને લાયક ગણાય છે, કે જે પરવરદેગાર પોતેબી, એક શદાકાલનું જલતું નુર છે. જે ધરમગુરૂઓ અથવા પુંજારીઓ તે આતશની પાશબાની કીજે રહેછે, તે પુંજારીઓએબી ગોઓથા ખુદ પોતાને હીલતા ચાલતા આતશના શોલા તરીકે ગણીને શરવે પરકારે પોતાનાં તન–મનને પવીતર અને સફાઈદાર હાલતમાં રાખવાં જોઇએછે. તે પાક ઓદાતાલાના નુરને, સદાકાલ જહલતું, અને સફાઈદાર રાખવા કીજે, જેમ સઉથી સારી તથા શુકકી અને સુગંધી ચીજોની અગત હોએ છે, તે અગતની ચીજો પુરી પાડવા કીજે, તથા બંદગી અને કીરીઆ કામો કરવા કીજે, પેલા પુંજારી અથોરનાનોએબી પોતાના તન–મનને શદા નીરમલ અને પવીતર હાલતમાં રાખવાં જોઇએ છે. પારસીઓની આતશની આરાધનાં તે મુરતી પુંજા છે, એમ વીચારવાથી હું ઘણો વેગલો છું, જે કોઈ પારસીઓને માથે આ અતી ઘણા હીના ગુનાહનો વાંક મેલે છે, તેવો સાબેતતો કરી શકતા નથી કે પારશીઓ આતશ અથવા આફતાબને ઓદા હોય તેમજ માને છે. માટે આ વાંક મુકનાર બદગોઇના અતીઘણા ધીકારવા જોગ અપરાધનો ખચીતજ ગુનેગાર થાય છે."

હખ્ખીઆમની વંશના પાદશાહો જે વેલા દુશમેનો ઉપર ચહડાઇ લઇ જાતા હતા તે વેલા પોતાના પવીતર આતસને શાથે લઇ જાતા હતા, તે વીશે નામીચો વીદવાંન "જીઓરજ રાલીનસન" પોતાના "એનશનટ માનરકીઝ" નામના પુશતક ચોથાના તરીજા બાબમાં એમ જણાવે છે કે "જારે લશકર કુચ કરી જતું તારે સપર પેહેલાં તમામ ભારદાર જાનવરો તથા સામન ઝરંજામ આગલથી રવાંના કરી આપવામાં આવતો હતો, અને તેની પછવાડે પછી અરધું એક લશકર રવાના થતું હતું. એ પછી એક હજાર ઘોડેસવારો તથા એક હજાર ચુનંદા પારસી પાએદલ સીપાહીઓ ચાલતા હતા. એઓની પછવાડે એક પવીતર રથમાં આતશનું એક રૂપાંનું પાતરૂં ઘોડાઓ ઘસડી જતા હતા, તે પછી તેજ ચાલના નામીચા "નીસીઅન" ઘોડાઓ એક મોટી ગાડી ઘસડી જાતા હતા જેમાં પાદશાહ ખુદ પોતે બીરાજતો હતો અને તેની આશપાસ તેના હમ સરીકો તથા પાદશાહી કુંટુંબના માણસો જોવામાં આવતાં હતાં, તે પછે વલી બીજા એક હજાર પાએદલ તથા ઘોડે સવાર બાડીગારડો ચાલતા હતા."

ઉપલા વીદવાંનના કેહેવા પરમાંણે અશલના પાદશાહો હરેક ચઢાઇની વખતે પોતાની ફોજમાં આતશ શાથે લઇ જાતા હતા તે બનાવને મલતો બીજો દાખલો એ મલે છે કે હખીઆમની વંશનો પાદશાહા દારાંયસનો બેટો ઝરકસીસ ઈ૦ સ૦ પુરવે ૪૮૧ વરસો ઊપર પોતાના પીતાનાં વસીયત નામા પરમાંણે ગરીસ દેશનું "આડનસ" શેહેર ફતેહ કરવા માટે ગયો હતો, તેને પરથમ એક ભાહારે લશકર જમાવ કીધું હતું અને હીરોડોતસના લખવા પરમાંણે તે લશકર છેતાલીસ જુદી જુદી કોમનું બનેલું હતું. તે લશકરની ચહડાઇ લઈ જાતાં વચમાં "હેલસપાનટ" (ડારડનસ) નામના દરીચાની ખાડી નડતી હોવાને લીધે તે ઉપર પરથમ એક તરાપાનો મજબુત બેવડો પુલ એક માઇલ શુધીની લંબાઇનો બાંધીયો હતો, તે પુરો થવાથી તેને ખુલ્લો મુકવા માટે પરથમ જરથોશતી ધરમની કીરીયા કરવામાં આવી હતી તે વીશેનો હેવાલ હીરોડોટસ પોતાનાં પુસતકમાં એમ જણાવી ગયો છે કે–"ઝરકસીસનું લશકર "સારડીસ"થી નીકલી હેલેસપાનટ ઓલંગવા શારૂં રસતામાં ઘણાંક શેહેરો પસાર કરી ઠેઠ "એબીદાસ" નામનાં શેહેર સુધી આવી પુગયું. આ બંદરમાં આવેઆપછી હીંઆંના રેહેવાસીઓએ પાદશાહા ઝરકસીસને સારૂં એક સંગેમરમરનું તખત બનાવેલું હતું તે ઉપર પાદશાહે બેશી એક દીવસે પોતાનાં દરીઆઈ લશકરની કવાએદ લીધી હતી; તે પછી બીજે દને બરી બામદાદ વખતે જાહારે બુલંદ આફતાબે ફરીને ઉગમણ તરફથી પરકાશવા માંડી પોતાનાં કી-

રણો બાહેર કાહાડીઆં કે આતશ ઉપર લોબાંન ધુપાવી મોબેદોએ ખુરશેદ અને મેહેરયઝદની નેયાએશ શરૂ કીધી અને પછી દશતુરાન દશતુર (ઓસથાનીસ નામનાએ) આવાં અરદુઈશુરની નેયાએસ ભણવા માંડી અને એક શોનેરી કાંસીઆમાંથી "હોમસલી"નું ઇજેલું પાંણી દરીયામાં છાંટીને "દાદાર અહુરમઝંદ"ની બુલંદ અવાજે મદદ માંગી કે એ સાહેબ આ લડાઇમાં તું હમોને ફતેહ બખસ.[1] એ ક્રીરીઆમાં પાદશાહા ઝરકસીસ પણ સામેલ હતો. તે બંદગી કરી રહેઆ બાદ તેણે એક ખંજર અને એક સોનેરી કાંસીઓ તથા એક સોનેરી વાસણ આવાંયઝદને ચહડાવીને પોતાના પેલા દશ હજાર ચુનંનદા "અમર" નામ ધરાવનાર પારસી સીપાહોને પેલો પુલ ઓલાંગી એસીયાની ભુમી છોડી યુરોપની ભુમીમાં શપરપેહેલો પગ મેલવાનો હોકમ કીધો. ઝરકસીસનો હોકમ શાંભલતાંજ તેઓએ પોતાને માંથે ફુલોની જાલી પેહેરીને પેહેલેજ દીવસે પુલ ઉપરથી પસાર થવા માંડીઉં હતું અને બીજે દીવસે પાદશાહા પોતે પોતાના પવીતર રથમાં ઉંચી તેઅમના "નીસીઅન" ઘોડાઓ જોડીને એ પુલ પસાર કરી ગયો હતો. તે પછીના લશકરે એ પુલ ઓલંગતાં એક આખું અઠવાડીઉં લાગયું હતું."

ઉપલી લડાઈ વેલા પાદશાહા ઝરકસીસ જે જે દેશો ફતેહ કરતો ગયો હતો તે દેશોમાં જરથોસતી ધરમ ઓસથાનીસ નામના દશતુરની મારફતે ફેલાવતો ગયો હતો તે વીશે "પલેની"

---

[1] આએજ ક્રીરીયાનો હેવાલ વલી બીજી રીતે "મી. ગલોવર" નામના એક વીદવાંન ગરંથકારે પોતાનાં પુસતકમાં અંગરેજીમાં ક્વીતા જોડીને આપેલો છે, જેનો ગુજરાતી તરજુમો આ માફકનો થાય છેઃ—

ઊભા તમાંમ મોબેદો તંબુની પાસ,
પેહેરેઆ પોશાક નીરમલ સપેદ રંગના ખાસ.
આતશ મુંકેઓ આગલ તમાંમ ઝલેદાર,
કીધા એ કેબલા તરફ સઊએ દીદાર.
સહરોધદાર આવાજથી કીધી રબની ઇઆદ,
જરતોશતનાજ કલાંમોમાં રચી ફરીઆદ.
હતી જેની એક વખત હેવી હાલત,
કે ઈરાંનના પાહાડપર કીધીતી બેઠક.
વેહતા હતા જાંહાં નીરમલ જલના જહેરા,
હતા જાંહાં બેહદ કંઇ ફુલોના કેઆરા.
જોઈ તેણે તાંહાં કંઈ ખોદાઇ કરાંમત,
કીધીચ જેણે આ ફલવંત—હસતી જગત.
જાતેછે જે અસલ અને અમરગ,
રચેઆચ જેણે આકાશપર તારા બેહદ.
ઝલકતો આ શુરીઅ, આ મેહર ઈજદ પાક,
ગહ્નમીનુ જે રેહઠાંણ—જાંહાં નુરનો નહી ઠાગ.
કુદરત પાંમેચ જેથી કુલ રસ—કશ ને જાંન,
(વસેચ જેથી શેહેરો ને કુલ બીઆબાંન.)
ઊગમંનથી આબાદ કરતો ચાલેઓ તે જાએચ,
દીવસ પુરો કરતાં પસચંમમાં ઢંકાએચ.
આએઓ સીહા રાતનો દરાંમનો દેખાવ,
થએઓ તેનો નાપાક એહરેમંન આશનાવ.
બદીનુ જે મુલ—જે ધીકારમંદ તમાંમ,
બુરાં જેનાં હર રીતનાં કરતુક ને કાંમ.
એબીએલ કીધી તેણે હોરમજદની પેદાશ,
ફેલાવી બદીને જગની આસ—પાસ.
શુરજનાં કીરંણ કીધાં આતશથી પુર,
નાંખીઊ ફલવંત ધરથીમાં અગનીનુ શુર.
શુકાએચ તેથી નબાત પાંણીના જહેરા,
ફેલાએચ તેઆરે દુકાલ ને રોગની પીરા.

મુંકીચ દાદાર હોરમજદે ઇનસાંનને દીલ,
પરોપકારી બુધીને ઇનશાફ અસીલ.
સચાઇને ડાહાપણ ને અંદાજાનુ મુલ,
નીકલીઉ અસલ રબનાજ ખવાસથી કુલ.
કીધી તેઆરે શેતાંને હેવી ખલલ,
કે સીહા કીધો ઇનસાંનનો જાંન અને દલ.
ખોટારૂં ને જુલંમ ને ગુસાને લોભ,"
ની બુરાઈના કીધાં કુલ ઇનસાંનને ભોગ.
અદેખાઇ ને લરાઈ ને હર રીતની ખાંમ,
થી યાએઆં કુલ મનુશ આ જગમાં બદનાંમ.
આપેચ જો હોરમજદ કોઇને મોજ ને માલ,
તો જહટ કરેચ શેતાંન તેહને પાએમાલ.
દેખાડે છે તેને અનીતીનાં ગાર,
ખુશી લુટી કરેચ ગંમમાં ગીરફતાર.
સાંભલ એ હોરમજદ ! હમારી અરજ,
ટાલ રેહમથી તું આ સંકટનો મરજ.
ફતે આપી કર હંમને પુર સરફરાજ,
તાહરીથીજ છે તખત ને તાજ અને રાજ.
છે "ઝરકસીસ" પાદશાહને તાહરીજ અગત,
કબુલ રાખેચ તે તાહરી મેહર ને મદત.
શેતાંનની બુરાઇથી આ થાઈઊચ તોફાંન,
ઊછરેઆચ ભએ ભરેઓ સાગર "હેલસપાંન."
જોશ ભરી તેની આએ છાતી ઉપર,
થએઓ છે જચનાશાહનો તું રાહબર.
આપ આજે તેહને ફતેહની ખુશી,
કે બીહી ને જાએ 'ગ્રઇઊનાંનીઆ" કુલ નાહાસી.
નમંતાઈથી પગ વાલી જોરે કુલ હાત,
જેમ એહરેમનને ખાધીતી તુંથી બદ માહાત.

નામનો રૂમી ફીલસુફ પોતાના ૩૦ માં પુસતકમાં એમ જણાવી ગયોછે કે "ઇરાંની પાદશાહ ઝરકસીસ યુનાન દેશપર સવારી કરવા રવાના થયો તાહારે તેની સાથે "ઓસથાનીસ" નામે એક સખ્સ (દશતુર) હતો જેના દફતરો હજુર સુધી બચી રહેલાં છે અને જેને સાર પેહેલીવાર (જરથોસતી) દીન વીશે લખીઉં હતું, એમ માહારી શોધો ઉપરથી મને માલમ પડી શકીઉ છે. દુનીયાંના જે જે દેશોમાંથી ઈરાંનીઓ પસાર થતા ગયા તાંહાં તાંહાં એ (જરથોસતી)દીન એ શખ્શ પોતે અશલમાં ફેલાવતો ગયો હતો અને ઠેઠ હાલ જમાના સુંધી (પલીનીના વખતમાં) સાઇપરસના ટાપુમાં પણ એ દીનનો એલમ શીખવવામાં આવતો હતો. ઓસથાંનીસ બીજો જે શીકંદર પાદશાહની બોહેતરી કેરેલ બેશક ઘણાક મુલકો ફરી આવયો હતો. તેના વગ વસીલાને લીધે એ (જરથોસતી) દીન શીકંદરના જમાનામાંબી ઘણી વધી પડી હતી અને એ દીન ઈરાંન સરજમીન (બાકતરીયાની ભુમી) ઉપર જરથોસતના વખતથી ઉતપન થાએલી છે અને તે વીશે ઘણાખરા ગરંથકારો એકમતબી થાય છે."

આગલા જમાનામાં યુરોપ મધે આયરલાંડમાં પણ જરથોસ્તી ધરમ ફેલાએઓ હતો તે વીશે વલી ડાકટર બોરલાસ નામનો એક વીદવાંન પોતાનાં એક પુસતકમાં એમ જણાવે છે કે—

"બરીટીસ ટાપુના આગલા જમાનાનાં ધરમ ગુરૂઓ, તથા ધરમનાં ફતવાઓ અને બંદગી કરવાની રીતો આગલા જમાનાના ઈરાંની મેજાઇઓના (મોબેદોના) દેવલો, ધરમ ગુરૂઓ મતીયાદીનેજ સઘલું મલતું આવેછે. "ફેબર" કહેછે કે એ એક્સરખાપણું એટલું તો અચરતી ભરેલું છે કે "પેલાનતીયર" સેલતનસ લોકોની તવારીખમાં એવું કહી જાય છે કે ઇરાંનીઓ અને સેલતનસ અસલમાં એકજ લોકો હતા અને મેજર "વલાનસી" નું મત પણ હેને મલતુંજ છે, અને તે બીજું વધુ એમ જણાવે છે કે "દરૂઈદસ" પાદરીઓ પેહેલાં પુરવ દેશમાં હતા તેઓ હીંદુસથાંનમાં બહરાંમન દાખલ, તથા બાબેલોનમાં અને સીરીયામાં ચાલડીયાન દાખલ અને ઇરાંનમાં મેજાઇ દાખલ ગણાતા હતા, અને તે દેશમાંથી પછે ઈરાંની સીથીયન સોની સંગાથે અતરે (આયરલાંડમાં) આવેઆ હતા. એ ઉપરથી હું એવું ધારૂં છું કે જરથોસતનાં કેટલાક સાગરેદોએ આયરલાંડમાં આવી જરથોસતી ધરમ તથા આતશકદેહો વીગરેનો ફેલાવો કીધો હશે."

(ઉપલા ભાગોમાં "જરથોસ્તી ધરમની મોતેબરી"ને લગતાં જે જે વીદવાંનોનાં લખાંણો મલી આવેલાં તે જણાવેઆં છે, અને હવે તે સઘલાં અપાયલાં મોતેબર મતોને આપણી જરથોસતી દીન કેટલી લાયક છે, તે જાણવા માટે ખુદ એ ધરમમાં આવેલાં ખુબી ભરેલાં કેટલાંક ફરમાંનોની તારવી કાહાડેલી એક ટીપ નીચે આપીએ છે—તે ઉપરથી એ ધરમની મોતેબરીની વધારે શાબેતી મલશે. આપણી દીનમાં કયાં કયાં ખરાબ કામો નહી કરવાં, અને તે કરેતો તે કરનાર ગુનાહ અથવા શીક્ષાને લાયક થાય એમ જણાવેઉં છે તેની વીગત નીચે પરમાંણે છે:—

ખુન કરવું, આપઘાત કરવો, બાલહતયા કરવી, જનાકારી કરવી, જેહેર દેવું, હાકમની શામે થવું, જાદુ કોતલ કરવું, માણશોને ગોલામ કરવાં, ખોટા જોખ રાખવાં, કોઇને ઇજા કરવાની મતલબથી તેના ઉપર હોમલો કરવો, નહાના મોટા જખમો કરવા, જાનવરોપર ઘાટકીપણું કરવું, અશો મરદને નુકશાન કરવું, ઠગાઈ કરવી, જુઠો દસતાવેજ બનાવવો, નાલેશી કરવી, નીતીનો ભંગ કરવો, જુઠા સોગંદ ખાવા, કોઇનો માલ ખાઇ જવો, હમેલ તોડી પાડવો, તરકટ કરવું, સલાહ—સંપજનો ભંગ કરવો, લાંચ લેવી, વકફ કીધેલો માલ ખાઇ જવો, કોઇની જગયા દબાવવી, ખોટી સાક્ષી આપવી, વીશવાશઘાત કરવો, બલવો કરવો, હુલડ કરવું, ચોરી કરવી, લુટફાટ કરવી, ખોટો ઇનશાફ કરવો, જુઠું બોલવાને શીખવવું, જુઠું બોલવું, ગાલ દેવી, ભરથારને તજવો, ઓરતને તજવી, હાકમે રઇયતપર જુલમ

પાડવો, અનીતી ભરેલો લોભ કરવો, આલસાઈ કરવી, શકતીવાન છતાં ગરીબોની દાદ નહી લેવી, લોકોપયોગી કામો નહી કરવાં, હું પણું કરવું, અદેખાઈ કરવી, મજુરી કરાવી પઇસા ભાંજવા, દખતાનની જાલવણી નહી કરવી, નસાને પાણીમાં નાંખવો, આતશ બુજાવવા, એતીઓદથમાં હરકત કરવી, લાશને એક માણુશે લઇ જવી, ખાતી વેખતે ખોદાતાઅલાને યાદ નહી કરવો, ખેતીવાડી વીશે બેપરવાઈ રાખવી, નશો ખાવો, માબાપ તથા ઉશતાદની નાફરમાની કરવી, ઓરતે પોતાના ખાવંદની નાફરમાની કરવી, પોતાના બાલકોને ધવરાવવા બદલે પઇશાની ખાતર પારકાં બાલકોને ધવરાવવાં, ઉઘાડે પગે, નાગાં બદને, કુસતી વગર યા બોરે માથે ફરવું, અદરાચલું જોડું તોડવું, ખોદાને એક નહી ગણવો, જરથુશત યા તેની દીન ઉપર ગુમાન લઇ જવું, મુરતી પુંજા કરવી, સારાં કામમાં ખલલ કરવી, ખરાબ શીખામણ આપવી, ખોટો મારગ દેખાડવો, વશીયતથી ઉલટું ચાલવું, સારાં કપડાં ખરાબ કરવાં, ખાવાની ચીજને ખરાબ કરવી, નીરદય થવું, હદથી જેઆદા મશકેરી કરવી, ગરભવાલી (૪-૫ માશ ગુજરયા બાદ) યા દશતાનવાલી ઓરતની નજદીકી કરવી, બીજાનું શારૂં જોઇને મનમાં બલવું, પરોનાગત નહી કરવી, વટલી જવું, પાખંડ મત ફેલાવવું, કોલ તોડવો, અપવાશ કરવો, એકલપેટાઈ કરવી, પાલક તોડવો, અભીમાન કરવું, આડે મારગે પઇશો મેલવવો, મુવેલાંઓની પછવાડે બદ બોલવું, હદથી જેઆદા ગુસસે થવું, બદનજર કરવી, બેશરમી પકડવી, અસંતોશી થવું, ચુગલી કરવી, લાયક શખ્સને આબરૂ નહી આપવી, પવીતરાઇ તોડવી, કીનો રાખવો, કરજ કરવું, મુવેલાઓની પછવાડે મોટે સાદે ઘણુંજ રડવું, હદથી જેઆદા શોગ રાખવો, ફરજ અદા નહી કરવી, ધમબારો, પરવરદેગાન, રપીથવન, એશીઓના રોજગાર, તથા બંદગી વીશે બેપરવાઇ કરવી, ટુંકમાં–કરવા લાયક કામ નહી કરવું, તથા નહી કરવા લાયક કામ કરવું. તે આપણી દીનમાં ગુનાહ ભરેલું કહેલું છે.

એ ઉપરાંત જરથુશતી દીન કેવી બુલંદ છે તે વીશે અવશતામાં કેટલાંક લખાણો આવેલાં છે તે નીચે પરમાણે :—

"તુંને અહુરમજદે પેલી શેતારાથી શીંગારેલી, (શેતારા જેવી રોશનાઇવાલી,) મીનોઈ બનાવેલી (મીનોઈ વીચારોથી ભરેલી), અભયાસવાલી, (શીખવવા લાયક) ભલી માજદયશની દીન આપી (જાહેર કીધી.") "ભલી માજદયશની દીન જઘડો મટાડનારી, હથીયાર છોડવનારી, પોતાવતપણું આપનારી (તથા) રાશત (છે)." "હાલમાં જેટલી (દીનો) મોજુદ છે, તથા જેટલી હવે પછી થશે, તેઓમાં સઉથી સરસ, તથા સઉથી શરેશઠ જે (દીન છે) તે અહુરમજદની જરથુસતી (છે)." "તે દીન (વીશે પુછુંછું કે) જે બીજી સઘલી ચાલુ દીનો કરતાં સરસ છે. જે દીન શઆઇ શાથે તેનાં ફરમાંન પરમાણે ચાલેઆથી માહરી મીલકત વધારી શકે."

---

## ભાગ ૪ થો—માણશ જાતને ધરમ પાલવાની બાબદમાં.

દુનીઆના જુદા જુદા કાબેલ વીદવાંનોએ, હરેક માણસ જાતે ધરમ પાલવાની અગત છે, અને તેથી અગતનીત ફાયદા થાયછે, તેની બાબદમાં આપેલાં મતોનો એક ટુંક સંગરહ આ બાબદની શેવટે અતરે ટાંકી લેવાનું અગતનું વીચારેલું છે.

"લાપલેસ" નામનો માહા વીદવાંન ફરેંચ ગરંથકાર જે ૭૮ વરસ લગે જીવેઓ હતો તેણે પોતે શેવટે કબુલ કીધું કે "એક વેલા જે હું નહીં માનતો હતો તે જાંણવાને હું ઘણું વેર જીવીયો—તે એ કે, ધરમના આધાર વીના હરેક ટોલો શુખ તથા હુરમત સાથ નીભી સકે નહીં."

"ટીલલોટશન" નામનો એક નામીચો ઈંગરેજ ધરમ ગુરૂ કેહે છે કે "અગરજો ધરમ ખરો હોય અથવા ખોટો હોય પણ અગત કરીને આ કબુલ રાખવું જોઇએ કે એક માંણસને જીવવા તથા મરવા સાથ તેજ માતરે દાહાપણ ભરેલું (ધરમ) તતવ તથા સાબિત કેઆમ છે."

નામીચો વીદવાન "શેલડેન" એમ કહી ગયો છે કે "ધરમ વીના નીતી નહીં હોવી જોઇએ, ધરમે તેને સતામાં રાખવી જોઇએ. ધરમ વીનાનું એક માણસ તે ગેથા વગર લગામનો એક ઘોડો છે."

"બીસપ ટેલર" નામનો એક કાબેલ ધરમ ગુરૂ કહી ગયો છે કે "ધરમ ફકત તેની માહીતગારી ધરાવવામાંજ હોતો નથી, પણ જીંદગીની પવીતરાઇમાં હોય છે."

"ફરાંનસીસ" નામનો એક અંગરેજ કવી ધરમને આ રીતે આરાધેછે કે "તારે તું આવ, ઓ ધરમ! પવીતર! સવરગમાં જણમેલી કનેયા હમારા મુશીબતના દાહાડામાં હમારી મજબુત પનાહ—તાહારી ઉતમ નીગેહબાનીમાં, તાહારા મજબુત સંભાલમાં હું મારાં બચાંને શેંપું છેઊં.

"બનીયન"નામનો એક ઈંગરેજ ધરમ ગુરૂ એમ જણાવે છે કે "ધરમ તો માણસોને જોઇએ એવું સરસમાં સરસ બખતર છે, પણ તે નરસમાં નરસ જબો છે. અગર આપણ જો ધરમને પોતાનો ઉદીઓગ બનાવીએતો ખોદા તેને આપણી બખશેસ બનાવે."

"દરાઇડેન" નામનો એક નામીચો કવી એમ જણાવે છે કે ધરમનું બંધાંણ હાલી તકરાર સારૂ નથી. જે ચીજો આપણે માનવી જોઇએ તેઓ થોડી અને સાદી છે, પણ જાહારે માણસો ઘટે તે કરતે વધારે માનવા લાગે, એટલે દરએક માણસ પોતે પોતાનોજ એક પંથ બનાવે તે ઠીક નથી. શક ભરેલા સવાલો બાબે એજ સાબેત રસતો છે કે વગર, શકવાલા પુરાતમ લોકો શું કહી ગયા છે તે શીખી લેવું, કાંજે સવરગની શોધ બાબે આગલા માહાપુરૂશો કરતે આપણે વધારે ઊંચા ઉડી સકીએ, એ બનવા જોગ નથી.

નામીચો ફીલસુફ "વાલટર" ધરમ સંબંધી એમ કહી ગયો છે કે "માણસોએ સુલેહનો સંબંધ રાખવાને કીજે ધરમ જેહવી બીજી કોઇ ચીજ વધારે અગતની નથી."

મડમ ડી. સતેલ નામની એક કાબેલ ફરેંચ અસતરી ધરમ અને ફીલશુફી વીશે પોતાના એક પુશતકમાં એમ વીચાર જણાવે છે કે:—

"ધરમને કેટલાક લોકો ઘટતું માન આપતા નથી તેનુ કારણ મારા જોવામાં એવું આવે છે કે લોકો સઘલા એલમથી ધરમને જુદો પાડવાની ચાલ રાખે છે. જે દેશમાં ધરમને અગત કરીને ઘણુંમાન આપીઆમાં આવે છે તે દેસ સારા વીચારો કરવાનું મોટું મથક છે. ખોદાઇ ભેદની સાચી વાત જાણવાને અને સમજાવાને જે યુકતીઓ કામમાં લગાડવી તેજ ખરી ફીલશુફી છે."

નામવર શાએર ફીરદોશી ધરમ સંબંધી પોતાનાં શાહનામાંમા એક ઠેકાંણે એમ લખી જાએ છે કે "દેવોની તલવારથી બચવાને ધરમ ગનેઆંન તે બખતરછે. દાનાવોનુ દીલ તથા મગજ તેથી જણાયછે પાને દાનાઇ ધરાવનારા પુરૂશો ઉપર દેવોનો (બુરી માણસોનો) ફરેબ ફાવી શકતો નથી. બંદગી કે જે જવાંનીની ઉમરમાં કીધામાં આવે તેનું ફલ ઇનિશાનને આકેબતમાં ઘણું હાંસેલ થાએ છે, જેમકે પેહેલી રૂતમાં નવાં જાહાડને હરેક ખુશનોમાં મેવો આવેચ તે આદમીઓને અતી ઘણો ખુસ લાગેચ, તેજ પરમાંણે જવાંનીની ઉમરમાં બંદગી કરવી ઘણી ખુબી ભરેલી છે."

"ખરો ધરમ એ ખડલીનો પાએઓ છે. જાહારે તે (પાયા) ને એક વાર ટકોરાથી હલાવેઓ, કે આખી એમારેત (ટોલો) પાએદાર રેહે તથા ટકી શકે નહીં.

## ભાગ ૫ મો—પરચુટણ બાબદ.

મુસલમાંનોના પેગમબર હજરત મહમદે "સલેમાને ફારસી" યાને દીનીઆર દસતુર નામના એક જરથોસતી દસતુરના ભાઇ "મેહેદી ફરૂખ બીન સખસાંન" ને એક "એહદ નામુ" લખી આપેલુ કેહવાય છે. આએ "એહદ નામાં" નો ફારસી ઉપરથી ગુજરાતીમાં તરજુમો મરહુમ શેઠ સોરાબજી જમસેદજી જીજીભાઇએ કરી પોતાની બનાવેલી "તકવીઅત દીને માજદીઅસનાં" નામની કેતાબમો દાખલ કીધો છે તે ઉપરથી આએ નકલ ઉતારી લઇજીએ છે :–

"આએ માહારૂ ફરમાન સલેમાંને ફારસીના ભાઇ મેહદી ફરૂખ બીન સખસાંનને તથા તેની ઓલાદને વાસતે લખેચામો આવયું છે કે તેવોને મેં સરવે પાંટીથી અમનમાં રાખેયા છે તથા આજાદ (યાને છુતાપણું) કરીઆ છે, અને તેવો જે જમીન. યા ટાપુ યા મુલકમો રેહેતા હોય તેવો ઉપર હરગેજ જુલમ કરવો નહી અને તેવોના માલ ઉપર હાથ નાખવો નહી, અને તેપો ઉપર કસી રીતે સખતી કરવી નહી. આએ મારૂ ફરમાન જે ધણી આગલ વાંચેયામો આવે તે ધણીને સજાવર છે કે આ (પારસી) લોકોની તથા એ લોકોના માલ તથા જાનની બરદાસત કરે ને તેવો સાથે નેકી કરે અને તેવો ઉપરથી જુલમ દુર કરે અને તેવો ઉપર કશું દુખ તથા ઇજા નહી પોંહોંચાડે કાંએ જે મેં (એટલે જે હજરત મહમદે) એવો ઉપરથી ખંડણી તથા કુસતીની જગાત તથા તેઓને વેઠે પકડી લઇ જાવાનું રોજે રસતાખેજ સુધી માફ કરેલ છે અને એ વતરેગે બીજા કેટલાક માંમુલો તથા લવાજમોથી એઓને છુટકારો આપેએ: છે કે એવો કોઇની વગર અડચણે આતશ કદેહો બનાવે અને એબાદત કરવાની જગો બાંધે અને મોટી મોટી એમારતો બાંધે. એ લોકો પોતાની દીનની રસમ મુજબ અગર સારો સુતરો તથા પાક લેબાસ (સુદરેહ કુસતી) પેહેરે તથા એઓના રવાંનોને અવલમંજલ પોહોંચાડવાની દીનના ધારા પરમાંણે ક્રીરીયા કરેતો હરગેજ તેવોને અટકાવવા નહીં અને અગર તેઓ મોટી ઇમારતો તથા તબેલાવો બાંધે અથવા ઘોડા ઉપર સવાર થાએસો તેઓને મના કરવા નહીં અને આપણા ધરમથી જે લોકો ઉલટા ચાલેછે તેવો મધેથી એલોકો (યાને પારસીઓ)ને સારા તથા ભલાં માંણસો સમજવા તથા તેઓની આબરૂ તથા હોરમત ઉપર નેહેગાહ રાખવી કાંએજે સલેમાને ફારશીના હકપર નેગાહ રાખવી સરવે મુસલમાનો ઉપર ફરજ તથ વાજેબ છે. પરવરદેગાર એ લોકો ઉપર રેહમેત કરે. જે કોઈ આએ માહરાં ફરમાન મુજબ માહરો હોકમ બજાલાવશે અને જે હોકમ મેં ફરમાવેઆ છે તે ઉપર અમલ કરસેતો પરવરદેગાર તેહવા શખશોથી રાજી તથા ખુશનુદ રેહશે અને જે કોઈ આ ફરમાંનના હોકમથી ઉલટો ચાલશે અને તે ઉપર અમલ નહીં કરશે તો તેહવા સખશોની ઉપર પરવરદેગાર તથા તેહનો પેગમબરં રાજી નહીં રેહશે અને તેહવા સખશોએ ગોયા પરવરદેગારની તથા તેહના પેગમબરની ના ફરમાની કીધી એવું થાશે; તેહવા સખશો ઉપર રોજે કેયામત સુધી પરવરદેગારની લેયાંનત હોજે અને છેહેલું જે ધણી આએ માહરાં ફરમાન મુજબ ચાલનારાઓ સાથે નેકી કરસે તો ગોયા માહારી (યાને હજરત મહમદ) સાથે કીધી અને પરવરદેગાર તેહેવા સખશોને તેવોની નેકીનો બદલો આપશે અને અગર કોઇએ એઓને (યાને પારસીઓને) ઇજા તથા દુખ પોંહોંચાડઉં તો ગોયા મહને દુખ પોહોંચાડીઉં, તો હું કેઆમતને દીને તેહવા શખસોનો મુદઇ થાશ અને તેહવા સખશોની સજા દોજખની આગથી થાશે. મારી તરફથી તમોને સલાંમ હોજો અને તે હમારા પરવરદેગારથી તમારી ઉપર દરૂદ હોજો. આએ ફરમાંનને અલીએબને અલી તાલેબે પેગમબર મહમદના હોકમથી—અબુબકર–ઉમર–ઉસમન–તલેહ–જબીર–અબદોલ રેહેમાન બેને-આફ સલેમાન–અબુજર–અમર–સહીબ–બલાલ–મીકદાદ–એબનુલ. અસવદ–તથા બીજા અસહાબો તથા લોકોની હજુરમાં લખેલ છે. તારીખ સને હીજરી ૯ મ.હે રજબ. (ઇસવી સને ૬૩૦ માં) મુબારક પીઠ ઉપર બેહુ ખાંધની વચમાં "મોહોરે નબુવત" એટલે જે પેગમબરીની મોહર હતી તેનો નકશ છે."

ઉપલાજ "તકવીઅત દીને માજદીઅસના" પુસતકમો એક બીજુ એહદનામુ હજરત મહમદના જમાઈ અને "ચાર યારો" માંના એક હજરત "અલી એબને અબીતાલેબે" પારસી "બેહરાંમશાદ બીન એરાંદરૂશ" જે દશતુર આદરબાદ મારેસફંદની ઓલાદથી ઉતરેલો હતો, તેને લખી આપેલું છાપેલું છે તેની નકલ નીચે મુજબ છે :—

• "તહમો તેહકીક જાણજો જે હું તહમોને પરવરદેગારના તથા હજરત મહમદના (દરૂદ તથા સલાંમ હોજો પરવરદેગારની તરફથી એઓ ઉપર) પેમાંનથી જાહેર કરૂંચ જે મેં તહમોને (પારસી બેહેરાંમશાદને) તહમારા જાન–માલ ઓરત-ફરજંદથી અમન બખશેયું છે, અને મેં ખોદાતાલાના તથા તેહના પેગમબરના સરવે ફરમાંબરદારો તથા ઇમાંનદારોને તથા મુસલમાંનોને તથા આએ શેહેર અને બીજાં લગતાં શેહેરોના સરવે અમલદારોને તથા તેહસીલદારોને તથા દીનને વાસતે લડાઇ કરનારાઓને હોકમ કરેયો છે જે તહમો લોકોના (યાને પારસીઓનાં) માલ તથા જાનની નેગેબાંની કરે, અને હરએક બાબદમો તાહમો લોકોનો બચાવ કરતા રેહે, અને તહમો લોકો ઉપર હેસાંન તથા મેહરબાંની કરતા રેહે અને કંઇ જુલમ કરે નહી, તહમો લોકો ઉપરથી તથા તહમારી ઓલાદો ઉપરથી મેંખંડણી (કર) માંફ કીધીચ અને ગાએ ગોસપંદોના સરવે જગાતો તથા માંમુલો પણ માંફ કરીઆં છે. મેં તહમોને તહમારા સરવે માલ તથા જમીન ઉપર અખતેયાર આપેયો છે કે તે ઉપર તહમો આતશ કદેહો તથા એમારતો બાંધો કે તેમ કીધાથી ધરમની બાંધેલી જગાઓ તથા તહમોએ પુણને વાસતે આપેલી સરવે મીલકતો તથા ચીજો તાહમારાં કબજામો રેહે. આગલા વખત પરમાંણે તમારો હોકમ જે કોઇ પારસી હોએ તે ઉપર જારી રહે અને દર સાલના માંમુલ મુજબ દરએક શખસ પાસેથી હર વરસે એક દીરમ (પાવલીના જેહવો રૂપાંનો સીકો કે જે વજનમો ૩।। માસાનો થાએ છે તે) તહમો (એટલે જે બેહેરાંમશાદ બીન એરાંદરૂશ) લેતા રેહેજો, કાંએ જે તહમારા હાથથી રાજપાત ગયું છે અને તેથી હવે હું ચાહુંચ કે તહમારી હોવી મોટી સલતનતના (યાને ઇરાંનના) મરતબાની બુજોરગીને વાસતે તાહમારો (એટલે જે બેહેરાંમશાદનો) હોકમ તહમારા પારસીઓ ઉપર કાએમ રહે. તહમારી કોમ મધેથી જો કોઈ મુસલમાંન થઈ ગયો હોય તો તે ઉપર તાહમારો હોકમ નહી ચાલે કાંય જે મેં પરવરદેગારના પેગમબરથી સાંભલીયું છે જે "બે જુદા ધરમવાલા એક બીજાના વારેસ થઈ નહી શકતા." જેહવારે તહમારી કોમનાં પારસીઓની ઓલાદ પેદા થાએ અને તે ઓલાદ પોતાના વડવાઓની દીન ઉપર કાએમ રહે તો તેઓ ઉપર તહમારો તથા તહમારી ઓલાદનો હોકમ જારી રેહેસે અને રાજપાતનું કામ તથા લવાજમો લેવો, એ સરવે તાહમારી મસલતથી થાશે. હું તાહમારી સરવે કોમને તાકીદ કરૂંચ કે તહમારે તાએબે રેહે અને તહમારી નસીહતોને તથા હોકમોને સાંભલે તથા માન આપે, તથા તહમોને પોતાના દોસત કરી સહમજે તથા તહમારી સાથે સહલાસંપજથી રહે અને હરએક કામમો તહમારી પેરવી કરે અને તહમારા હોકમ મુજબ ચાલે. સરવે મુસલમાંનોને તથા પરહેજગારોને તે મધે સું મરદ કે શું ઓરત સરવે કોઇને ઘટેચ કે પારસી બેહરાંમશાદ બીન એરાંદરૂશની સરવે વાતે બરદાસત કરે. અને એ લોકોની કોમની જે કંઈ દીનઆઇનની રસમ હોએ તે મધે કસી હરકત નહી કરે." સરવે મુસલમાંનો તથા પરહેજગારોને તે મધે શું મરદ કે શું ઓરત સરવે કોઇને લાજમ છે કે આએ સઘલી સરતો જે મેં કીધીછે, તે મધેની એકુ સરત તથા આએ સઘલા હકો કે જે મેં જાહેર કીધા છે તે મધેથી એકુ હકને છોડે નહી. સરવે મુસલમાનોને તથા પહરેજગારોને તે મધે શું મરદ કે શું ઓરત સરવે કોઇને ધટારત છે કે આએ પારસીઓની દીન મધે જાસતી તથા ધાસો રવા નહી રાખે, સા સારૂ કે પરવરદેગારે કુરાંનમો એ રવેશે ફરમાવયું છે કે "દીનના કાંમ મધે

જોર તથા જુલમ રવા રાખવો નહી.'' મુસલમાંનો મધેથીહરએક શખશને લાજમ છે કે આએ મારી સઘલી વસીએતને અમલમો લાવે અને પારસીઓની કોમની તથા તેઓની ઓલાદની બુજોરગી વધારે અને તેવોને માન આપતા રેહે—અગરચે એ પારસીઓ મેથેથી જે કોઈ પોતાની દીન ઉપર રેહેઓ હોએ યા મુસલમાંન થયો હોય તો તે સરવેને વાસ્તે માહારો એજ હુકમ છે. પરવરદેગારની તથા તેહેના પેગમબરની રજામંદી આએ બાબદમો છે કે આએ ફરમાનને તાએબે રેહે અને અગરચે કોઈ એથી ઉલટો ચાલે તથા જુલમ જાસતી કરે તો તે ઉપર પરવરદેગારનો તથા તેહના પેગમબરનો ગજબ પડશે. અને માહરી તરફથી તેહવા લોકોને વાસતે કેયામત ના દાહાડા સુધી કીનો તથા અદાવત રેહેસે. મારી સલામ તમારી ઉપર હોજો અને તાહમારા પરવરદેગારની રેહમત તમારી ઉપર હોજો. આએ "એહદ નામાંને" (હુસેન એબને અલી બીન અબેતાલેબે હીજરી સને ૩૯) નાં રજબ મહીનામો લખાયું છે.'' (ઇસવી શને ૬૫૯માં.)

---

## જરથોસતી લોકો ઇરાનથી હીંદુસ્થાનમાં આવી વશીઆ તેની અગાઉ થોડાક મોબેદો હીંદુસ્થાનમાં આવેઆ હતા તેને લગતી બાબદ.

પારસીઓ ઇરાનથી હીંદુસતાન ખાતે આવી વશીઆ, તે આગમજ કેટલાક પારસી મોબેદો હીંદુસતાનમાં આવી વસેઆ હોય, એવું અનુમાન એક વાતથી થાએછે. પરોફેસર ઉઇલસનના જણાવયા પરમાણે હીંદુઓના પુરાણોમાનાં ભવીષય પુરાણમાં એક જગોએ એવું લખાણ આવેલ છે કે પારશીઓના ધરમગુરૂઓને આ દેશ ખાતે બોલાવયા હતા કે જેઓ મગસને નામે ઓલખાતા હતા—તેમનું વતન ઇરાન નહી પણ શાક-ડવીપ નામે એક ટાપુ હતો એમ લખયું છે. આ "મગસ"-જે શબદ ગાથાવાણીના 'મગવસ' શબદને મલતો આવે છે—તે લોકોની ઉતપતી વીશે પુરાણમાં લખ્યું છે કે તેઓ આફતાબ અને આતશના વંશના હતા. કથાછે કે રીજુ અથવા રીજવાહવ નામે એક પવીતર ગોલમાએ નીશકુંભા નામની પોતાની દીકરીને અગની નામે દેવતાને અરપણ કરી હતી, પણ સુરય દેવ તેણીની ખુબશુરતી ઉપર મોહી પડયો અને અગનીનો વેશધારણ કરીને પેલી કનયા પાસે ગયો, જેણીએ તયારપછી જલગમબુ નામે એક દીકરાને જનમ આપયો. આ જલગમબુની ઓલાદમાંથી મગસ લોકોને ઉતપન થએલા ભવીશય પુરાણમાં જણાવયા છે. હવે નીશકંભાની મજકુર વરતણુકને લીધે તેણીના પીતાએ તેણીનાં બાલકને તજયું, પણ આ ખુબસુરત અબલાની કાકલુદી ઉપરથી સુરય દેવતાએ જલગમબુને બરાહમણોના જેટલો દરજજો ન આપતાં તેને લગભગ તેમનીજ પાયરીએ ચહડાવીને તેના વંશજ મગસ લોકોને પોતાના પસંદ કીધેલા પુજારીઓ દાખલ કબુલ કીધા. ભવીશય પુરાણના બનાવનારા બરાહમણોએ આ ઠેકાણે વડાઇ લીધેલી લાગે છે. પણ તેને સવભાવીક ગણીને આપણ પસાર થવા દઇશું. હવે તયારે એ પરમાણે જે મોબેદો હીંદુસતાનમાં આવયા હતા તેઓતો શુરજપરસત હતા એમ આ દંતકથા આપણને શીખવે છે. જે વખતે ઇરાનમાં આફતાબ, માહાતાબ, સેતારાઓ, તથા બીજા ગરહોની પરસતેશનો જમાનો પુર જોશમાં ચાલુ હશે તે વખતથી, જે મગસ લોકો વીશે ભવીશય પુરાણમાં હકીકત આપી છે, તેમની હઇયાતી હશે એમ સમજ પડેછે. તે વખતે કદાચ પેદા કરનાર ઇશવરના કેબલા તરીકે આતશ કરતાં આફતાબ વધારે બુજરગી પામયો હશે—અને આ વાત ખરી છે કે ઇનશાનનાં મનમાં ભકતીનો પેહેલવેહેલો ખયાલ પેદા કરનાર શુરય હતો. પણ આ દંતકથાની ફીલશુફી—તેના છુપા ભેદ—નો સાર તો આ પરેસતેશને ખોરશેદને બદલે આતશની દેખાડી આપે છે. કરશણ અથવા કાહાનને નામે વઇશણવો જે દેવને માને છે તે એ કહઇયાતી ભોગવી ગયલો માનવી હતો, પણ વીશનુ પુરાણમાં લખવા પરમાણે તેનામાં મોટા દેવ

ધીશનુનો અંશ ઊતરેલો હતો, અને પરથવી ઉપર વધી ગયલા રાક્ષસો અને દઈતયોને હનવા માટેજ કરૂશણુને જનમ મલયો હતો. તેનો એક દીકરો સામબ નામનો હતો, જેણે હીંદુસતાનના વાવયખુણાના મુલકમાં સુરયની પુજા દાખલ કીધી હતી. જેને શક—ડવીપ ખાતેથી મગસ મોબેદ—લોકોને બોલાવયા હતા. તે એજ શાહજાદો હતો. આ કુંવર રગતપીતના મરજથી બહુ પીડાતો હતો, જેનો કશો ઉપાય નહી મલી શકવાથી અને તેણે જંગલમાં જઈ સુરય દેવતાની ભકતી કરવીનો ઠરાવ કીધો, કેમકે તેને ખબર હતી કે ખોરશેદની બંદગીથી રગતપીતનો મરજ દફે થાએ છે. એ વખતે હજીતો કરૂશણ જીવતો હતો, માટે તેની રજા લઈને સામબ ડવારકાથી નીકલીને સીંધુ નદીને ઉતર કાંઠેથી ચંદરભાગા (ચીનાબ) નદી તરફ ચાલયો અને તયાંના વખાણ પામેલા મીત્ર દેવ.(મીત્રવાન-માથરોપાનો) નાં આશરમમાં ગયો અને તયાં ઉપવાસ, તપ અને ભકતી કરીને સુરય દેવની પ્રસંનતા મેલવી, જેથી તેનો મરજ તદન દફે થઈ ગયો. વલી આવા ભકતીમાંનથી બહુજ રાજી થઈને સુરયે તેને એક દેહેરૂં બાંધવા ફરમાવયું. સામબે દેવ તરફની નીમકહલાલીને માટે ચંદરભાગા નદીને કાંઠે એક સારી જગા ઉપર શુરયદેવની યાદગારીમાં એક દેહેરૂં બાંધયું અને તેની આસપાસ એક શેહેર વસાવયું.

દેહેરૂં બાંધયા પછી સામબને વીચાર પડયો કે તેમાં સુરય દેવની મુરતી શી પરકારની ગોઠવવી! એ વીચારમાં હતો એટલામાં એક દીને તે નદીમાં સનાન કરતો હતો તે વેલા એક મોજેજાની મુરતી નદીમાં તરતી તેને દેખાઈ, કે જેનો ચલકાટ અતી ઘણો હતો. આ મુરતી પવનથી તણાતી કાંઠે લાગી અને સામબ સમજયો કે સુરયના દેહેડાંમાં મુકવા તે દેવે આ પોતાની શીકલ મોકલાવી છે. આમ માની લઈને તેણે તે નુરમંદ ગોળાને પુરતા માન અકરામ સાથે દેહેડાંમાં પરતીષટા કીધો. આમ કરીને સામબે દેહેડાંની રખેવાળી તથા સુરય દેવની વખતેવખતની પુજા કરવાના હેતુથી બરાહમણોને મુકરર કરવા માંગયા, પણ મુરતી પુજા કરવાની તેમને વેદમાં મનાઈ હોવાથી કોઈબી બરાહમણ જનમશુધીના ધીકારમાં પડવાને રાજી થવાનો નથી, એવી સામબની ખાતરી થવાથી તે મથુરાના રાજા ઉગરસેનના કુળના વડા બરાહમણ અથવા "પુરોહીત" ગઉરમુખ (ગોરા મુખનો) કને ગયો, જેણે સલાહ આપી કે તેણે સુરય પુજા માટે મગસ લોકોને બોલાવવા પણ ગઉરમુખને પોતાને ખબર ન હતી કે આ મગસ લોકો કયાં વસે છે. આ ઉપરથી સામબે પાછી શુરયની ભકતી કીધી, જેણે ખબર આપીકે જામબુ-ડવીપ-હીંદુસતાન-માં જે દરજજો બરાહમણો ભોગવે છે તેવોજ દરજજો શક-ડવીપમાં મગસ લોકો ભોગવે છે, માટે તયાં જઈને તેમને બોલાવી લાવી દેહેડાંનો અખતીયાર તેમને આપવો.

શક-ડવીપ કયાં છે તેની સામબને ખબર ન હતી, તોપણ તેના પીતા કરૂષણે તેને પોતાનું ગરૂડ પરવાસને માટે આપયું, જેની સાહયતાથી તે શક-ડવીપ ખાતે જઈ પુગયો, તયાંના મગસ લોકોને પોતાનો હેવાલ કહયો અને તેમનાં ૧૮ કુટુંબોને સમજાવીને પોતા જોડે પાછો હીંદુ-સતાન ખાતે લઈ આવયો તથા દવારકા ખાતેના પોતાના ભોજ નામના ઋશીઓને સમજાવીને તેમની દીકરીઓ સાથે મગસ મરદોને પરણાવી આપયા. ૫૬ ટોળાવાળા યાદુ લોકોમાંનો આ ભોજ એક તાયફો હતો. આ પરમાણે મગસ અને ભોજ તાયફાઓના મલવાથી જે વંશજો થયાં તેઓ "ભોજક" ને નામે ઓલખાયાં.

પણ વાંચનાર પુછશે કે આ મગસ લોકો પારસીઓના મોબેદો સાથ શી રીતે સરખાવી શકાય? કદાચ મગસ નામનો કોઈ જુદોજ તાયફો ખોરશેદની પરસતેશ કરનારો કાંય નહી હોય?

ઉપલી દંતકથામાં ઇરાનના મોગ (માજી અથવા મોબેદ), નું નામ ભવીષય પુરાણમાં જણાવેલા મગસ સાથ મલતું આવે છે તે સીવાય બીજું એવું ઘણું છે કે જે ઉપરથી મોબેદ

તેજ મગસ ઠરી શકેછે. અવસ્તાનો અસલ શબ્દ 'મગવસ'છે, જે નામ ધરાવનારા ધરમગુરૂઓને હજરત જરથોસ્તે મોટો દરજજો આપેલો જણાય છે. એ શબ્દ ઉપરથી બીલારોકી તખતીઓવાલો 'મગુસ્' શબ્દ નીકલેઓ, કે જે ઉપલા પુરાંણવાલા 'મગસ' શબ્દને લગભગ મલતો આવેછે. ઉપલાંજ પુરાંણમાં જણાવેઆ પરમાંણે સામબે આ મગસ લોકો કોણ છે તે વીશે પરપુછ કીધી, તેઆરે વેઆસ નામના વીદવાંને કીધેલા ખોલાશામાંથી નીચે ટપકાવેલી મુખય બાબતો પારસીઓના મોબેદોને આજે પણ કેવી રીતે મલતી આવે છે તે વાંચનાર પોતેજ તપાસી લેશે:—

૧. મગસ લોકો ખાનું ખાતી વખતે બોલતા નથી.—મોબેદ પણ બાજ ધરીને મુગે મોહડે ભોજણ લે છે.

૨. મગસ લોકો 'અવયંગ' નામે એક જાતની દોરી જેવી વસતુ કમરે બાંધે છે.—મોબેદો અને દરેક જરથોસતી કુસતી કંમરે બાંધેછે તેને અવસતામાં'અએવયોંગાનેમ'નામ આપેલું છે.

૩. મગસ લોકો 'વસરમ' અથવા 'વરસમ' નામની જીનસ પોતાની પવીતર કીરીયાઓ કરતી વખતે વાપરે છે.—મોબેદો કીરીયાઓમાં 'બરસમ' વાપરે છે.

૪. મગસ લોકો લાસને અડકતા નથી. એક પણ જરથોસ્તી લાસને અડકતો નથી.

૫. તેઓ ચોકસ વખતે અસતરીઓને પણ અડકતા નથી.—દસ્તાંનવાલી અને સુવાવડી અસ્તરીઓને જરથોસતીઓ અડકતા નથી.

૬. તેઓ દહાડી રાખે છે.–પારસીઓ મોબેદો પણ એમજ કરે છે.

૭. તેઓ પગે ચાલીને મુસાફરી કરે છે—બરશનુમવાલાં મોબેદથી ઈસ્ટીમર યા રેલવે ટરેનમાં મુસાફરી થઇ શકતી નથી.

૮. તેઓ બંદગી કરતી વખતે જમણા હાથમાં 'પુરણ' નામે કપડું પકડી મોહોડું ઢાંકે છે અને ડાવા હાથમાં કોડો પકડે છે.–આફરીગાન અને બીજી બંદગીઓ કરતી વખતે મોબેદો મોહોડે પદાંન ઢાંકે છે.

આ પરમાંણે જોતાં હીંદુસ્તાંનમાં શુરીયની પુંજા દાખલ કરવા માટે ઇરાંનથી જરથોસ્તી મોબેદો આવેઆ હતા, એમ ભવીષય પુરાંણની ઉપલી દંતકથા ઉપરથી જણાય છે. પણ શું ખરેખર જરથોસ્તીઓ ખોરશેદની પરસ્તેશ કરતા હતા? અને શું તેજ પરસતેશ પાછલ કુરૂષણના વખતમાં હીંદુસથાંનમાં દાખલ થઈ હતી? પરોફેસર ઉઇલસન ઉપલી કથા ઉપરથીતો એવો સાર ખેંચે છે કે ઈરાંનથી મોબેદોએ આવીને વાવીય ખુણાનાં પરાંતોમાં ખોરશેદની નહી પણ આતશની પરસતેશ દાખલ કીધી હતી. આને એક ટેકો એ મલે છે કે વયાસે જયારે સામબ આગલ મોબેદોની હકીકત જણાવી તેઆરે તેણે સુરયની ઓલખ આપી કે તે આતશનો ગોલોછે. અને વલી નદીમાં જે તુરમંદ ગોલો સામબને મલી આવેઓ તેબી આતશના જેવોજ હતો. તેણે જે દેહેડું બાંધેઉં તેબી આતશ કદેહ હોવું જોઇએ, કે જયાં આતશની જોડે સુરીયની પણ બંદગી થઇ હશે.